અનુષ્ટુપ છંદ.

કચ્છ દેશે વદે કાન્તા પઠાવો પ્રિય પત્રિકા;
'વળે ઉરમાં તદા શાતા, (જો) મળે

# काव्य मुद्रिका,

# કાવ્ય મુદ્રિકા.

રચનાર.

ગૌરીશંકર જયશંકર વોરા.

(ચાર દરવેશનો ભાષાન્તર કર્ત્તા.)

શ્રી કચ્છ અંજાર.

અમદાવાદ.

"આર્યોદય પ્રેસ"

અષાડ શુદ ૨ સંવત ૧૯૫૩.



કીંમત રૂા ૦—૮—૦ કચ્છી કોરી ૨ બે.

મેહેરબાન સાહેબ.

## પંડચા લક્ષ્મદાસ શંકરજી રસવૈદ્ય.

શેઠ. ધનજી વીરજીની ધર્માદા ડિસ્પેન્સરીના ડૉક્ટર સાહેબ.

મુ૦ અંજાર.

### દોહરા.

શંકર સુત સોહામણો નિજકુળ ભાનુપ્રકાશ;
અલબેલાં અંજારમાં લાયક લક્ષ્મીદાસ. ૧
વિદ્યા વિનય વિનોદમાં નહિં કંઇ જારય કચાસ;
હરદમ હોંશી રૂદયના લાયક લક્ષ્મીદાસ. ૨
રસ વૈદકમાં વિદ્વતા મેળવિ પૂર્ણ પ્રયાસ;
સરજરિના કરનાર છે લાયક લક્ષ્મીદાસ. ૩
દરદી આવે દોડતા પૂરો ધરી વિશ્વાસ;
આરામી દે ઔષધે લાયક લક્ષ્મીદાસ. ૪
દક્ષિણ કાશી કાશમિર મુંબૈ ને મદ્રાસ;
સિંધ મહીં પ્રખ્યાત છે લાયક લક્ષ્મીદાસ. ૫
ખંડ[૯] ભુવન[૩] કુળ[૯] ભૂમિથી[૧] આજ લગી બહુ ખાસ;
પ્રેમ ધરે મુજ ઉપરેં લાયક લક્ષ્મીદાસ. ૬
જ્ઞાન તાંકડી બાંધિને જુવે કદી નર નાર;
પ્રજા અને પરમેશનો તોલ એક થાનાર. ૭
સરખા છે આ સૃષ્ટિમાં કવી અને કિરતાર;
સાખ શાસ્તરે સામટી અવિચળ પદ આધાર. ૮
જ્ઞાન શૂન્યને ગમ નહીં પડે કદીય લગાર;

જોડા ખાતો જે નકી યમપુરિમાં જાનાર. ૯
સગાં કુટુમ્બી સ્હોદરો તે થકિ વિશેષ વિચાર;
સુખદાઇ છે સૃષ્ટિમાં મુખ્યજ મિત્રાચાર. ૧૦
મિત્ર તત્વપર મોહિને અર્પણ કરૂં આ ગ્રંથ;
જેના અંદર વર્ણવ્યા સરળ નીતિના પંથ. ૧૧
હીરા હાટક સ્ફાટિકો પરવાળાં પુખરાજ;
માણક મોતી મૂલનાં એ સઘળાં તારાજ. ૧૨
રાવણની રિધી અને કુબેરનો ભંડાર.
કાવ્યમુદ્રિકા આગળે ગર્વ ધરે ન લગાર. ૧૩
કાવ્યમુદ્રિકા કીમતી ઉરમાં ધરી હુલાસ;
પેરી ફરશો જહાનમાં લાયક લક્ષ્મીદાસ. ૧૪
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં જડે ન જેની જોડ;
ઇચ્છિત ફળ સૌ આપિને પૂરે મનના કોડ. ૧૫
તિલરમાતિ આ મુદ્રિકા ઉરમાં આણી વહાલ.
લક્ષ્મીદાસ કર આંગુળે અરપે ગૌરીલાલ. ૧૬

ગૌરીશંકર જયશંકર વોરા.



# ઉપોદ્ઘાત.

સાંપ્રત કાળમાં કાવ્યની બૂઝ કરનારા કરતાં કાન રસીઆ વધારે જોવામાં આવે છે, સારી કાવ્ય એ મુરદાને જીવન બક્ષનાર કહીયે તો તે કંઇ ખોટું કહેવાશે નહીં. તેમજ દરેક રસનો આબેહુબ ચિતાર નજર આગળ ખડો કરી આપે ત્યારેજ કાવ્યની મહત્વતા કહી શકાય. પરંતુ તે મહાન કવિયોનું કર્તવ્ય છે, મારૂં આ લઘુ પુસ્તક તેવો દાવો કરવાને બિલકુલ શકિતવાન નથી; તેમજ મેં કોઇપણ રસ અલંકારના ગ્રંથો જોએલા નથી વળી કાવ્યના કાનુન પણ જાણતો નથી તેમજ કવી બનવા કે કહેવરાવવાની બિલકુલ આકાંક્ષા ધરાવતો નથી. પરંતુ દિલના શોકથી બાજે બાજે વખતે આવેલ ઊભરા કાગળના છુટક ટુકડાપર રાખવા કરતાં કંપોઝપર લાવી મુકયા હોય તો તેનો જલદીથી નાશ થઇ જતો અટકે ખાસ એવાંજ કારણસર મેં આ આગળ પગલું ભરેલું છે. આશા છે કે ગુણગ્રાહી નરવરો નેક વિચારથી પુસ્તકના અંદર રહેલા દોશોપર લક્ષ ન આપતાં સાર ગ્રહણ કરશે એમ મારી વિજ્ઞપ્તી છે.

સદરહુ પુસ્તક સંબંધે મારા મિત્ર વર્ય. મી. રંગીલદાસ વિ૦ પ્રજારામ તથા મી રાજારામ વિ૦ મુકુન્દજી તરફથી ફેર લખવા વગેરે બાબતમાં જે કીમતી મદદ મળી છે તે વિશે તેઓનો આ જગોપર પ્રેમપુર્વક આભાર માનુંછું.

લી૦

ગૌરીશંકર જયશંકર, વોરા.

# કાવ્ય મુદ્રિકા.



## પ્રકરણ ૧ લું.

## સ્તુતિ.

### દોહરા.

પ્રથમ નમું પરમેશ્વને, જે દાતા શુભ જ્ઞાન;
સુખકારણ અશરણશરણ, ટાળક દુઃખ અજ્ઞાન. ૧
કપટ રહીત મન સ્થિર કરી, હૃદય ધરો જગકાર;
તો ભાસે ભવના વિશે, હિકમત હરેક પ્રકાર. ૨
રચનારે રચના રચી, રંચન તેમાં ફેર;
નીહાળતાં નર નારને, અંતર લેકે લ્હેર. ૩
પવન પ્હાડ પાણી અને, તરૂવર લતા શ્રીકાર;
સ્થળચર ખગચરને વળી, જળચર જીવ અપાર. ૪
મરણ જીવન સહુ પ્રાણિની, દોરી ધરી નીજ હાથ;
ગેબ રહી ઘટ ઘટ રમે, સચરાચર મહીનાથ. ૫
અલખ શક્તિ અકળીત છે, વેદ વદે શુભ શાખ;
ખલક પ્રગટ કરે પલકમાં, વળિ કરિ દે સમ ખાખ. ૬
ગૃહમંડળ ગતિ ગગનમાં કરે નિયમ અનુસાર;
જ્ઞાન કરાવે હક તણું, સમજી લ્યો ઉર સાર. ૭

વખત વખતપર વિચરતી, રૂતુ અવસર ખુશકાર;
વસંત આદી નિરખતાં, ગવરી ઉર ગુલઝાર. ૮

## વૈતાળિય છંદ.—

મનવા ભજ બ્રહ્મને સદા કૃતિ જોઇ રહે તે પરે ફિદા;
ગૃહરાજને ચંદ્ર સૂર્યરે આકાશે અવલોકિએ ખરે. ૧
ગમનો કરે જેહનાથકી તે શક્તિ પરિબ્રહ્મની નકી;
જડ જીવને જંતુ જગતમાં, સરજાવ્યા સહુ એક વખ્તમાં. ૨
તરૂ પ્હાડને પુષ્પવેલીઓ ગુલદસ્તો દુનિયાં તણો કર્યો;
સરિતા વળિ સિંધુ ઓપતા, સર આદી જન દિલલોભતાં. ૩
સહુથી કરિ શ્રેષ્ટ માનવી સરદારી બધિ તેમને ધરી;
મનવા કર સ્હેલતું ફૂરી, પણ તેને નહિ ભૂલતો જરી. ૪
વિસવાસ ન કાયનો કરે, જે જાયું તે નિશ્ચયે મરે,
નિયમો હકનાજ એ ખરા, અવધીએ નહિ ચૂકશે જરા. ૫
જમડો ઝટ ઝડપી ઝાલશે, પછિ તારૂં નહિ કાંઇ ચાલશે,
ગવરીતણિ શીખ સર્વદા, જૂઠી નહી જરિ જાણજે કદા. ૬

## દોહરો.

આ શીખામણ માહરી, જરી ન જૂઠી જાણ;
ભવતરવા પરીબ્રહ્મનું, વેગે ઝાલ સુ વ્હાણ. ૧

## બનજારો.

કર કરૂણા અંતરયામી જય નારાયણ ગુણગામી.
જય જય શ્રી જગદાધારા, જય કષ્ટ હરણ કરનારા,
જય જય સચરાચર સ્વામી, જય નારાયણ ગુણગામી. ૧
અતિ ગતી ગહન પ્રભુ તારી, નવ પાર લહે મતિ મારી;
ક્યમ કરી વદું બહુ નામી, જય નારાયણ ગુણગામી. ૨
બહુ પાપ પ્રચંડ પર મારૂં, પ્રીય લક્ષ રહ્યું જ નઠારૂં;
મદ મત્સર અંતર પાગી, જય નારાયણ ગુણગામી. ૩

ભવનાથ ભવાબ્ધી તારો, ગૃહી હર્ષથી હાથ હમારો;
તુજ પાય પડું શિરનામી જય નારાયણ ગુણગામી. ૪
દે માફી મુજને પ્યારા, ચહું ચર્ણકમળ ચિત તારાં;
કર ગૌરી ઘટ દૂર ખામી, જય નારાયણ ગુણગામી. ૫

## ભુજંગી છંદ.

અહો સત્ય સૃષ્ટા સુજ્ઞાન સ્વરૂપી;
નથી શક્તિ તારી કહી કાંઇ છૂપી;
ખરે સર્વને એક આધાર તારો,
નમસ્કાર પ્રીતે તને છે અમારો. ૧
રહ્યો સર્વવ્યાપી અદ્વિતીય તું છો,
સદા મુકિત દાતા ખરેખાત તું છો;
વિના મ્હેર ત્હારી જશે નૈ જગારો,
નમસ્કાર પ્રીતે તને છે અમારો. ૨
જગત્પાલકા તું રહ્યો છે પ્રકાશી,
અવીનાશિ તું એ વેદે શ્રૂતિ ખાસી;
ખરે સ્થાન આધાર નૈ તું નઠારો;
નમસ્કાર પ્રીતે તને છે અમારો. ૩
સદા સૃષ્ટિ સ્થિતી અને નાશકર્ત્તા,
મહા ભાવથી છો વળી તુંજ ભર્ત્તા;
દ્રગાશુન્યને તું વળિ છો ઉધ્ધારો,
નમસ્કાર પ્રીતે તને છે અમારો. ૪
મહાબીકની બીકનું સ્થાન તું છો,
ભયોના ભયોનો મહા ભિષ્મ તું છો;
માહા પાવને પાવની પાય તારો,
નમસ્કાર પ્રીતે તને છે અમારો. ૫
ગતી સર્વ પ્રાણી તણી હાથ તારે,

સદા ઉચ્ચ સ્થાની થયો સૂ વિચારે;
નિયંતા સહુનો ખરેખાત સારો,
નમસ્કાર પ્રીતે તને છે અમારો. ૬
વડા રક્ષકોનો વડો રક્ષણી છો,
સહુ શ્રેષ્ઠથી શ્રેષ્ઠ ધીંગો ધણી છો;
ઠર્યો સાક્ષી રૂપે ન બોલું નકારો,
નમસ્કાર પ્રીતે તને છે અમારો. ૭
ભવાબ્ધીતણું વ્હાણ તું છો અમારૂં,
તને કેમ હું નીમ છોડી વિસારૂં;
વિનંતી કરે ગૌરિ ધ્યાને ઉતારો,
નમસ્કાર પ્રીતે તને છે અમારો. ૮

## વસંત તિલકા.

હે સર્વવ્યાપી શુધ મંગળ પૂર્ણકારી;
સર્વે પ્રકાશિત વિભો કરૂં સ્તુતી તારી;
પ્રસરાવનાર જગને ધરૂં ધ્યાન તારૂં,
જેથી વિદાય નકિ થાયજ પાપ મારૂં. ૧
છો જ્ઞાનવાન વળી વર્ણ્ય દેવતાના;
શકિત અગાધ શુભ ધારણ દેવદાના;
બુદ્ધિ અમારિ શુભ મારગ પ્રેર પ્રીતે,
ગૌરી વિંનતિ ઉર ધારિજ નેક રીતે. ૨

## ઉપજાતિ.

અગ્નિ અને પાણિ વિશે રહેલો, જહાન આખા મહિં જે ભરેલો;
વનસ્પતિ ઔષધિથી ન ન્યારો, પ્રણામ છે એ પ્રભુને અમારો.

## દોહરો.

જય શંકર ગિરિજાપતી સ્વાયંભુ જય ઇશ;
જયશંકરનો તનુજ હું, નમુ ચર્ણે ધરિ શિશ. ૧

## હરિગીત.

અય અદલ [1]આદીલ નેક ન્યાયી [2]કરીમ તારા નામની
કરૂં બંદગી તજી ગંદગી ધટ ઉલટથી બદ [3] ફોમની;
તું છે ઝાંહાંનો [4]કરદિગાર લગારનૈ જુહું કદા,
અય યા ખુદા યા મુસ્તફા[5] તુજ નામપર હું છું ફિદા. ૧
તારી સના[6] કરવા [7]ઝબાં નાંકોવતી મારી ઠરી;
રહેમત[8] રસૂલી[9] ચાહીને કર ગુફ્તગો[10] તેની જરી;
બંદે નિવાજશ[11] જો થશે તો બંદગી બોલું સદા;
અયયા ખુદા યા મુસ્તફા તુજ નામપર હુંછું ફિદા. ૨
પરવરદિગાર[12] રઝાકછો[13] વળિ કારસાજ[14] ખરેખરો;
ગોલા[15] માહાબુદ્દી[16] પાકી[17] કેરો ચાલ્રતો જબરો ઝરો.
નૌતમ નૂરાની[18] નૂર તારૂં કલ્પના બારે યદા;
અયયા ખુદાયા મુસ્તફા તુજ નામપર હુંછું ફિદા. ૩
પેગંબરોને[19] અંબયા[20] વળી પીરપરવર[21] જહાનમાં;
તેણે નવસ્તી[22] ખૂબિ તારી પૂર્ણગ્રંથ કુરાનમાં;
પડતા હમેશાં સાફ દિલથી દસ્ત[23] તસ્બી[24] ગૃહી ગદા;
અયયા ખુદાયા મુસ્તફા તુજ નામપર હુંછું ફિદા. ૪
ખુરશિદ[25] સીતારા[26]માહ[27] ચર્ખે શબ્વ[28]રોઝે ચાલતા.

---

૧ ન્યાયી. ૨ મેહેરબાનીવાળો. ૩ ખરાબ ખ્યાલ. ૪ સરજનહાર. ૫ મોટો. ૬ તારીફ. ૭ જીભ. ૮ મેહેરબાની. ૯ પેગંબરની. ૧૦ વાતચીત. ૧૧ મેહેરબાની. ૧૨ પાળવાવાળો. ૧૩ રોજી આપવાવાળો, કામ કરવાવાળો. ૧૪ પરમેશ્વર. ૧૫ ઇશ્વરી. ૧૬ પવિત્રતા. ૧૭ તેજસ્વી. ૧૮ પેગામપહોંચાડવાવાળા. ૧૯ નબીનું બહુવચન. ૨૦ મોટો. ૨૧ લખી. ૨૨ હાથ. ૨૩ માળા. ૨૪ ફકીર. ૨૫ સૂર્ય. ૨૬ નક્ષત્રો. ૨૬ ચંદ્ર. ૨૭ આશમાનમાં. ૨૮ રાત દીવશ.

કુદરત કરીમની દીદદર[૨૪] દર વખતમાં દરશાવતા;
ગુલઝાર[૨૫] ગૂલ[૨૬] અનાર[૨૭] આદીઅજબ ખ્યાલતણુા મુદા.
અયયા ખુદાયા મુસ્તફા તુજ નામપર હું છું ફિદા. ૫
ઇનશાન[૨૮] નેહેવાનનું[૨૯] ઇમાન[૩૦] એકજ તૂજમાં;
કરતાં જીકર[૩૧] તુજ નામનું જ્યમ સુગમ આવે સૂજમાં[૩૨]
આફત[૩૩] તરી તરીપાર થાવા ઝાઝ ઝાલે સર્વદા;
અયયા ખુદાયા મુસ્તફા તુજ નામપર હુંછું ફિદા. ૬
ખલકત[૩૪] કરી તેં ખાક[૩૫] મહિંથી સાંઇ[૩૬]સારા ખ્યાલથી.
દઇ ગ્નાન થઇ સુલતાન[૩૭] જહાન[૩૮] મહિ વસાવી વ્હાલથી.
કોચિંન હિન્દુસ્તાનને વળી કો વિલાતે કો જીદા[૩૯].
અયયા ખુદાયા મુસ્તફા તુજ નામપર હુંછું ફિદા. ૭
છો યાર તું દિલદાર દોસ્ત દલીર[૧] તારો આસરો.
તારા બગીર[૨] ન પાપની ફરિયાદ સુણુનારો ઠર્યો;
ઇનસાફ મહી તું કરમ કરજે ગોરી પર અય ઇઝદા[૩],
અય યા ખુદાયા મુસ્તફા તુજ નામપર હું છું ફિદા. ૮

બેત.

તું ખાવિંદ ખુદાવિંદ જાંહાં કર[૪]દિગાર,
સના[૫] અઝબ તારી અય પરવર દિગાર;
તું માલેક મલેક[૬] દરજહાં હો શમંદ,

---

૨૪ ચક્ષુ. ૨૫ બાગ. ૨૬ ફૂલ. ૨૭ દાડમ. ૨૮ માણુસ. ૨૯ જનાવર. ૩૦ આસ્થા. ૩૧ બંદગી. ૩૨ સમજણમાં. ૩૩ દુઃખનો દરીઓ. ૩૪ પ્રાણી. ૩૫ માટી. ૩૬ પરમેશ્વર ૩૭ બાદશાહ. ૩૮ દુનિયાં. ૩૯ લાલસમુદ્રના કિનારાપર આવેલું અરબસ્તાનના પશ્ચિમ કોષ્ટનાં એક બંદરનું નામ છે.

૧ મોટા દિલવાળો. ૨ વિના. ૩ પરમેશ્વર. ૪ કરવાવાળો. ૫ તારીફ. ૬ પાદશાહ.

દિલાવર[૭] દલીરી[૮] તું દાનેશ[૯] મંદ. ૧

બદીનાં[૧૦] કર્યાં મેં હરેક આહી કાજ,
ન લાવીશ ખ્યાલે અય બંદે નિવાજ;
ભરેલો ગુનાથી હું છું સાફ સાફ,
માહા ખુદ બંદા પરે બક્ષ માફ. ૨

થઇ દસ્ત[૧૧] બસ્તા તું સામે ખડો,
ગુનેગાર તારો ઠર્યો છું વડો;
કરૂં બંદગી અય ઓહાં કાર[૧૨] સાજ,
શું ધારીશ ન ગોશે[૧૩] ગરીબી અવાજ. ૩

તકબ્બર[૧૪] નથી હું નથી શિર કશીદ[૧૫],
ગુન્હા બક્ષયાની લખી દે રસીદ[૧૬];
ઝુકીને કરૂં તારી પ્રીતે સલામ,
તું માલેક હમારો હું તારો ગુલામ[૧૭]. ૪

## છપ્પો.

ગજબંધન હરનાર તારનારા અહલ્યાના,
સીતા કાન્ત સુજાણ સિંધુ તારણ શિલાના,
વામન રૂપ વિશાળ બળી ચાંપણ પાતાળે,
દાતા દીન દયાળ વાર ધાજો સહુ કાળે,
મછાસુર ગહી લઇ જતાં નાથ તમે વારે ગયા;
હિરણ્યકશ્યપ પ્રભૂ મારવા થંભ ફાડી પેદા થયા.

## શાર્દુલવિક્રિડિત છંદ.

શક્તી તું સચરાચરી સુખકરી સર્વેશ્વરી શાન્કરી.

---

૭ મોટા દિલવાળો. ૮ હિમતવાન. ૯ અકકલવાળો. ૧૦ ખરાબ કૃત્ય. ૧૧ હાથ બાંધી. ૧૨ કામ કરનાર. ૧૩ કાન. ૧૪ મગરૂર. ૧૫ હુકમત ન ઉઠાવવાવાળો. ૧૬ પોચ. ૧૭ શેવક.

માયા રૂપિણુ મ્હાસતી મહીં વિષે પાંડિત્યમાં પાધરી,
આધારી અખિલેશ્વરી હરનિશે આનંદિ તું ઇશ્વરી,
આશાપૂરણુ કરિણી ભવમહીં વંદું શ્રી આશાપુરી. ૧
જેનામાં તુજ વાસ ખાસ વસીયો તે સર્વ શિરતાજ છે,
ભાસે આ બ્રહ્માંડમાં ભગવતી તારૂ અટલ રાજ છે,
સ્થાવર જંગમ જાત સર્વ તુજથી રાજેજ રાજેશ્વરી,
આશા પુરકારિણી ભવમહીં વંદું શ્રી આશાપુરી. ૨

---

## પ્રકરણ ૨ જું.

## નીતિ

### સવૈયા એકત્રીસા.

જન્મ મરણ નિરમાણુ થયેલુ સમજી દિલ માનો સંતોષ.
એક દિવસ એ પંથ જવાનું શો કરવો તેનો અફસોસ;
તે ચાલ્યા આ જાય જશેને આપણુ સરવે જાશું કાલ,
ધરો ન ધોખો ધરણીધરથી ચાલે ગેબતણી ઘટમાળ. ૧
કુમત મૂક તું મુરખ માનવી કરીશ નૈં કજીઆ કંકાશ,
નથી કોઇ કોનુ દિલ સમજી તજ ખટપટ દ્રઢ રાખ સુવાસ;
ધનદારા જાગની શુભ ભ્રાતા દાતા માત પિતા સુખ હાલ,
ધરો ન ધોખો ધરણીધરથી ચાલે ગેબતણી ઘટમાળ. ૨
રાવણુ સરખો ગયો રાજવી રામસરે જે યમને દ્વાર,
તેજ રામનું નામ મળે નહીં ખોળી મરશું કોડ પ્રકાર;
ભીમ ભિષ્મને ભરત ભયંકર ગયા કાળ સરખાના કાળ,
ધરો ન ધોખો ધરણીધરથી ચાલે ગેબતણી ઘટમાળ. ૩
સૂતા સોડ કરી શમશાને કો થ્યા અગની કેરા ભોગ,
સ્થળ જળ નભના વસનારાનો ભાસે અંતે એકજ જોગ;
ઘડી પાઘડી દિવસ માસમો વર્ષ એક દશકો સતસાલ,

ધરો ન ધોખો ધરણીધરથી ચાલે ગેબતણી ઘટમાળ. ૪
ઉગેલું અંતે સુકાશે જાયું તે નિશ્ચય જાનાર,
ફૂલ્યું તે ફૂટ લઇ કરમાશે રાત્રી પછી જયમ પડે સવાર;
હૃદય અસ્તનો નિયમ નિહાળો સમજાશે સઘળો હેવાલ,
ધરો ન ધોખો ધરણીધરથી ચાલે ગેબતણી ઘટમાળ. ૫
પંડિત મોટા પંથ પધાર્યા વળી પૂરાણી પાડી રાડ,
રાણીજાયા ગયા રાજવી લેતા જે જગમાં બહુ લાડ;
શેઠ અને સાહુકાર સિધાવ્યા ભરી ખજાને અગણીત રાળ,
ધરો ન ધોખો ધરણીધરથી ચાલે ગેબતણી ઘટમાળ. ૬
માલક આગળ બાળ વૃધ્ધને અજબ જુવાની તન ખુશરંગ,
અરજી મરજી કોની ન ચાલે પ્રગટી અંતે એકજ ઢંગ;
ગરીબ તવંગર શાહ ગદાનર નૌતમ નાર વદન ગુલલાલ,
ધરો ન ધોખો ધરણીધરથી ચાલે ગેબતણી ઘટમાળ. ૭
કરો બંદગી મનભાવે મા ટનૂ ટનૂ પું પું પૂજ પાઠ;
ફરે નહી કદી ફલક નરીની સુલતાની કેરો એ ઠાઠ,
સચરાચર સતૂચિદ્દ આનંદી એજ અવીચળ ગવરીલાલ;
ધરો ન ધોખો ધરણીપરથી ચાલે ગેબતણી ઘટમાળ. ૮

## વસંતતિલકા છંદ.

પ્યારા અરે શ્રવણમાં ધરશીખ મારી,
પ્રીને તને વિનયથી કહું જે વિચારી,
જૂઠી નથી જરી વળી નકી છેજ સારી,
માયાપરે કરીશ નૈ પ્રીય મ્હાન યારી. ૧
એ છે પૂરાની બદમાસ બુરીજ દારા,
દિનરાત દોસ્ત કરતી ફરતીજ ન્યારા;
તારી નથી ખચિતતે પરિપૂર્ણ પ્યારી,
માયા પરે કરીશ નૈ પ્રીય મ્હાન યારી. ૨

એ છે પિશાચિ વળિ ડાકિણિ શાકિણી છે,
ખાશે ખચીત તુજને ખરખાપિણી છે;
માટેજ ચેત તુજને કહું છું પુકારી,
માયાપરે કરિશ નૈ પ્રીય મ્હાન યારી. ૩
જાદૂગિરી સમજ એનકિ છેજ ફાની,
સારંગ ધારિ સમઝે ગણુવીજ વાની;
હત્યાર કૈક કરતાં ગત થ્યાજ હારી,
માયા પરે કરીશ નૈ પ્રીય મ્હાન યારી. ૪
પાપી બખીલ બનિને કદી કોશ ભર્શે,
ચોરી જશે ફ્રોધક કાં વસુધેશ હર્શે;
પ્યારી ગણે અવલમાં પણ અંત ખારી,
માયા પરે કરીશ નૈ પ્રીય મ્હાન યારી. ૫
તારા કનેજ કદિ દોલત છે અતીશે,
તેને સુમાર્ગ બતલા બહુ નામ રેશે;
દાતા બની બખિલ નામને નાંખ બાળી,
માયા પરે કરીશ નૈ પ્રીય મ્હાન યારી. ૬
બનવાવ વાવ સરિતા સર ખૂબ ચારૂ,
ધર્માલયો અને નિધી સહુ લોક સારૂં;
આશીરવાદ વદશે શુભ પુર્ષ નારી,
માયા પરે કરીશ નૈ પ્રીય મ્હાન યારી. ૭
ગુલ્ઝાર યાર રચને દિલ હર્ષ ધારી,
બ્હેકે ગુલાબ ગુલમાલતી ખુશ્બુકારી;
ગાણે મધૂકર અતી મધુ લોભકારી,
માયા પરે કરીશ નૈ પ્રીય મ્હાન યારી. ૮

## દુમિલા.

શુધ્ધ હોય કદાપી વિશેશ પરંતુ; લોક વિરૂધજ જો જરીએ,

મરે લાભ મળે લખવાર તથાપિ, ન એ કૃત કો દિન આદરીએ;
જ્યમ પશ્ચિમ લોક વખાણુ કરે રૂઢી એહ નકિ મનમાં ધરીએ,
ગવરી તજી જૂઠ સદા સત્યમાર્ગ સુલાગ લઈઝટ સાંચરીએ. ૧

## શાર્દુલવિક્રિડીત છંદ.

ગાજંતો ધરી ગર્વ આપ ઉરમાં છોળો હણી છાકટો,
રત્નાકર રળિયામણો તદપિતે ભાશે મને ભાવતો;
બૂડાડે સહુ વસ્તુને બળ કરી તે નાવને તારતો,
કાંકે બાહ્ય ગૃહ્યાતણી ખચિત તે લજ્જા ઉરે લાવતો. ૧

## ઉપજાતિ.

જીજ્ઞાસુ કરવા કહિ કાવ્યધારો, વિચારિ જોશો અભિપ્રાય મારો;
ધણી ઉરે પ્રીય સદૈષ સાચો, ખરે નથી તે તલભાર કાચો. ૧
સુકાવ્ય કરતા કર્તાર જેવો, નકી તમે નેક નિધાથી ટેવો;
કર્તાર આયૂ સત એક આપે, ચિરાયુ કિર્તી કવિઓ ટકાવે. ૨
કવીતણું વાકય અમુલ્ય જાણી, મહત્વતા કાવ્ય તણી પ્રમાણી;
ગુણીજનો ગાઢ સદા વખાણે, નાદાનને ભાન ભરેલ ભાણે. ૩

## કુંડળીઓ.

વાણી[1] વિનય[2] વદન વળી[3] વખત[4] વીર્ય[5] સુવિચાર[6]
શુધ્ધ વિશેષાનુ[7] વિષયપર[8] વિવેક[9] થકી ધરનાર;
વિવેક થકી ધરનાર હશે તે કાવ્યજ કરશે,
કોટ[10] કેડને[11] કાઠ[12] કાંખી[13] કર[14] કાજળ[15] ધરશે:
કહે છે ગવરીલાલ સપ્તકાતર[16] જગજાણી
લખવા ચાકુ[17] સરસ કાગળે[18] કલમ[19] કેવાણી. ૧

## છપ્પો.

પંડિત શિર અપમાન માન પાખંડી પામે,
સત્ય સહે સંતાપ દુષ્ટ દેખે સુખ સામે;

દાનવંત વિત્ત બીક કૃપણુને કોડ મળે છે,
ચોરને નહી ચિંતાય શાહ શિર આળ ચડે છે.
અકલહીણુ આગળ વધે બુધ્ધિશાળી પાછળ ફરે.
ગવરી કહે કળીયુગ વિશે. ફૂટલ સૂતારૂ ખરે.

## સવૈયો.

દિવ્ય દિવાલ ગઇ ગિરી ભૂપર રાજત હેં જંગકે બિચત્રાટી,
શુભ્ર સુધારસ દ્રુમ ગએ વહીં ઝુમ રહે બદરી બિનકાટી;
સજ્જન રંજન લોક ગએ ગઇ સુધ્ધ બાહાદુર ક્ષત્રીય ગાટી,
સાજ ગયો સુખકો ધરની તલ પીછ રહી સોનખોદકી પાટી. ૧

## કુંડળીયો.

ફરતો ઝુમર ફલક પર, સૌ દેખે નરનાર,
ડાંડીપર દીવો બળે જેનું તેજ અપાર;
જેનું તેજ અપાર ગોળકુલ ગોળા લટકે,
લોલખનો નહી પાર નીહાળી ચિતમાં ચટકે;
કહે કવિ શુણુ મિત્ર કિમત શું તેની કરતો,
દેખે સૌ નર નાર ફલકપર ઝુમર ફરતો. ૧

## ચોપાઇ.

ખેતર પાકું કણુબી ફરે, ગોફણુ લઇ હાકોટા કરે;
ખાતું ખર ઉડાડે બગ, કાળુ મોંને નીલા પગ. ૧
સૂખ સાધવા ઉરમાં ચાય, દેશ તજી પરદેશે જાય;
સંત તજીને સાધે ઠગ, કાળુ મોંને નીલા પગ. ૨
ધરમાંથી આણુી વૈરાગ, ગ્રહે જઇ સન્યાસી પાગ;
પછી કામમાં પ્રેરે ડગ, કાળુ મોંને નીલા પગ. ૩
પિતૃ તૃપ્ત કરવા કારણે, બ્રહ્મભોજ કરતા બારણે;
હંસ તજીને વાશે કગ, કાળુ મોંને નીલા પગ. ૪
શૂર સજી સંગ્રામે જાય, તેગ તાણુી અરિ ઉપર ધાય;

પછી ડરીને નાશે ચગ, કાળું મોંને નીલા પગ. ૫
પંડિતને નાપે સન્માન, પાખંડીને દેછે દાન;
પછી પસ્તાવો પામે ડગ, કાળું મોંને નીલા પગ. ૬
ઊંટ કાઢવા મૂરખ ચડયો, હિંમતથી જાએ દડવડયો;
એક કાઢતાં પેસે વગ, કાળું મોંને નીલા પગ. ૭
ગવરીગણના ઉરમાં ધરો,સંત સમાગમ નિશ્ચય કરો;
નહી તો પુઠે હશસે જગ, કાળું મોંને નીલા પગ. ૮

## ઉપજાતિ.

રાજેન્દ્ર રૂડા રણમાંહિ જાય, સજી સહસ્ત્રો કવચેથિ કાય;
જુએ પછી ઓથતણુંજ જાળું,એના થકીતો મરવું રૂપાળું. ૧
કરી કમાણી વિત બો’ળું લીધું,પરમારથે કાંઇ જરા ન દીધું;
સંધૂકને વાસિ અખંડ તાળું,એના થકીતો મરવું રૂપાળું.૨
જે. પી. થતાં માન મળે વધારે,સ્વદેશને જેહ નહિ સુધારે;
બને બીજાના ધન માલ ધાલૂ,એના થકીતો મરવું રૂપાળું.૩
મહાન ડયૂટીપર બેસી ઓપે, સલામિના ઉપર જેહ કોપે;
ધુર્કાવતા જે વદીને કરાળું, એના થકીતો મરવું રૂપાળું. ૪
મુખે વદી વેણુ પછી ફરાવે, સગાજમાં લાજ જરા ન આવે;
ફરે બની ભાંડ ભવાઇ ભાળુ,એના થકીતો મરવું રૂપાળું. ૫
પરાય દ્વારે નિત જાઇ પેસે,ખુશામતી વાકય અમાપ કેશે;
ધિકારયુકતે કરવાજ વાળૂ, એના થકી તો મરવું રૂપાળુ. ૬
સુરાપિને છેક છકેલ થાય કુવાકય બોલી નહિ જે લજાય;
વળી ચહે જે કરવા છિનાળું એના થકી તો મરવું રૂપાળું. ૭
સ્વદેશનું હિત્ત જરા ન ચાતા, સત્યાર્થ કેતાં નર જે લજાતા;
વદી વિશેષે વદને નિમાળું, એના થકી તો મરવું રૂપાળું. ૮
કેવાય જગમાં વર રાજવંશી, શત્રુપરે તે નવ થાય દંશી;
ભલે રહ્યું હાથ વિષેજ ભાલું, એના થકી તો મરવું રૂપાળું. ૯

બ્રહ્માર્પણ ગંગત્રટેજ કીધું, આશીરવાદે શુભ માન લીધું;
પછી વદે વેણુ ત્રિમાલ વાળું, એના થકી તો મરવું રૂપાળું.૧૦
અનીતિનો માર્ગ સદાય ઝાલે લજ્જા વિના ચાલ કુચાલ ચાલે;
જીવે કરી કર્મ સદાય કાળું,એના થકીતો મરવું રૂપાળું.૧૧
કુટંબિમાં વિત્ત વિના રહેવું, શિરે પડે દ્રવ્ય અસંખ્ય દેવું;
કહે કટુ ગૌરી સદાય વ્હાલું,એના થકીતો મરવું રૂપાળું.૧૨

## દોહરા.

સખી સગુણિ જો દ્રગ ભરી, સમજાવું કરી સાન;
ગનમોહન એ મૂરતિ, નાગર ચાવે પાન. ૧
ચાલ સખી મુજ સાથમાં, ઉદય કાળ ઉદ્યાન;
દેખાશે દીલબર તહીં, નાગર ચાવે પાન. ૨
શશી પ્રભાકર સમ શિકલ, અકલવંત શુભ માન;
ગણા ગુણાકર ગરવ વિણ, નાગર ચાવે પાન. ૩
રાજશ્રેયીએ રમ્ય છે, પામિ રાજ શુભ માન;
હુકમદાર હક્કદાર થૈ, નાગર ચાવે પાન. ૪
લવંગ સોપારી એલચી, કેશર કપુર નિદાન;
પટી બનાવી પ્રીતથી, નાગર ચાવે પાન. ૫
સજન સમાજે શોભતા, દરશાવી નીજ જ્ઞાન;
વિધ્યા વાદ વિનોદથી નાગર ચાવે પાન. ૬
રતિપતિથી અધિકા રસીક, કહું ધરને તુજ કાન;
નવરસ જાણી નેહથી, નાગર ચાવે પાન. ૭
પાગ પેંચપર પ્રીતથી, ઘણી બનુ ગુલતાન;
અવર પોશાકે ઓપતે, નાગર ચાવે પાન. ૮
ઇલમ કલમમાં ઓપતા, બાંધે બાણુ કમાન;
શત્રુને ઉર સાલ થઇ, નાગર ચાવે પાન. ૯
ઉચ્ચ જ્ઞાતિ એ અવનિમાં, નહિ કો એહ સમાન;

હાટક ઇશ પ્રતાપથી, નાગર ચાવે પાન. ૧૦
જગ મધ્યે જશનામી છે, કાચા ન મળે કાન;
અદલ ન્યાયથી નિરખિને, નાગર ચાવે પાન. ૧૧
વિદ્યા પુત્રી મુખમાં વસી, મેલી માન ગુમાન;
એ કારણ ગવરી કહે, નાગર ચાવે પાન. ૧૨

## ભુજંગીછંદ.

વડી ફર્સિથી ફર્સુએ ક્ષત્રિ મારી,
વસૂધા બધી વિપ્રને ધાગ ધારી;
તથાપી અભાગી નહી મોજ કર્તા,
છતી ઘેર ગાદી ભિખી પેટ ભર્તા. ૧
ઘરે હાથિ ઘોડા ઘણા સૂખપાળા,
પરંતુ પ્રવાસે પળે મુંઢ પાળા;
છતી છતને રંક રીતીથિ તર્તા,
છતી ઘેર ગાદી ભિખી પેટ ભર્તા. ૨
રહે સૈન્ય સંખ્યા વિનાનીજ સાથે,
ચહે ચિત્તતો આભને સાહ્ય બાથે;
તથાપી અરીથી રહે રોજડર્તા,
છતી ઘેર ગાદી ભિખી પેટ ભર્તા. ૩
જતા ગંગધાટે તજી રાજ કાજે,
ન ધારે ઉરે તે ગરીબી અવાજે;
ધરી રૂંઢમાળા મુનીધ્યાન ધર્તા,
છતી ઘેર ગાદી ભિખી પેટ ભર્તા. ૪
હતી લક્ષ્મિતો મંદિરે બેશુમારી,
ન દીધું કદી દીનને રેમ ધારી;
જરા દાન કાજે તજી લાજ ફર્તા,
છતી ઘેર ગાદી ભિખી પેટ ભર્તા. ૫

તજી શાસ્ત્ર દૂશાલને લાંગ ધારી,
ન ઝાલી કદી હાથ માંહી કટારી;
અરીથી ડરી નાશતા દૂર વૃતા,
છતી ઘેર ગાદી ભિખી પેટ ભર્તા. ૬
સુણે જો કદી શબ્દ દાદૂર કેરા,
ભરી વિષ્ટથી પોતકાં સાજ્ઞ ડેરા;
લડે શું રણે ભામટા ભુંખ ચર્તા,
છતી ઘેર ગાદી ભિખી પેટ ભર્તા. ૭
સદા શાંન્તીમાં શૂરને દીન ઝંઘે,
વિરોધી વડા આપ માંહો ઉમંગે;
કહે ગૌરિ એ વિપ્ર ને રાજકર્તા,
છતી ઘેર ગાદી ભિખી પેટ ભર્તા. ૮

## ગીતી.

આજ કુળી બળિ આવ્યો, લાવ્યો ભાવો વિપરિત જે કાવે;
તેહ બધો દરશાવ્યો, માખી જગનિજ પગેજ કંપાવે. ૧
અજાપુત્રિ બળ પામી, સ્વામી મૃગને પકડીને ચાવે;
તેને કોણ મુકાવે, માખી જગ નિજ પગેજ કંપાવે. ૨
બાજ પડયું પતરાજે, રાજે બામી બબ્હાદુર થઇ આવે;
ગર્વ ધણો ઉર રાખી, માખી જગ નિજ પગેજ કંપાવે. ૩
શાણાના સરદારો, સાહિ કિનારો બેઠા દરશાવે;
ચતુર તમે ચિત ચેતો, માખી જગ નિજ પગેજ કંપાવે. ૪
ગુણિજન ગોથાં ખાતા, જાતા દીઠા જેહ ફરી નાવે;
ગંડુ મીસરી ખાતા, માખી જગ નિજ પગેજ કંપાવે. ૫
જન મનરંજન કરતા, હરતા જે દુઃખ પરનાં બહુ ભાવે;
તેહ બધા દુઃખ ધરતા, માખી જગ નિજ પગેજ કંપાવે. ૬
ફૂલિ ફિતૂરી લોકો, ફેલ વિશે બહુ આજે તો ફાવે;

શાહ પડ્યા પસ્તાવે, માખી જગ નિજ પગેજ કંપાવે. ૭
અવળી આ ઘટમાળા, ચાળા કરતી ચાલી તે આવે;
ગવરી કો ન સુખાળા, માખી જગ નિજ પગેજ કંપાવે. ૯

## સવૈયા એકત્રીસા.

પ્રૌઢ પીડપર ચઢી પરંદા ઇદા થકી જોને આકાશ,
રાત ગઇને વા'ણું વાશે પ્રાચીમાં પ્રગટ્યો ઊજાશ;
ચંદ્રબિંબ જો અસ્તાચળપર ગેબ થવાનો ચાખે સ્વાદ,
તુંથી ફરતું ફલક ન અટકે કાગડિ કાં તું કર બકવાદ. ૧
પ્રાત પછી તો થશે બપોરા તે પછિ સાંજ સમજ સુખકાર,
નિશા સમે શુભ બની નવોઢા, જાવા પતિઘર થશે તયાર;
અંક ભરી પરિયંક પરે રતીરંગ રમે લજ્જા ધરિ બાદ,
તુંથી ફરતું ફલક ન અટકે, કાગડિ કાં તું કર બકવાદ. ૨
આદિતને અવલોકી ખીલે, કમળ ધરી ઉરમાંહિ ઉમંગ,
જેમ શશીને કુમુદતણો છે નેક નકી જગમાંહિ અભંગ;
દીપકપર જો બળે પતંગો પ્રૌઢ પ્રેમ જેનો આબાદ,
તુંથી ફરતું ફલક ન અટકે કાગડિ કાં તું કર બકવાદ. ૩
શિરિન શબ્દ શુક સારિક કેરા શુણી મનુષ્ય પાળે ધરિ પ્રેમ,
તારાપર નવ રહેમ આવશે, એ જગકરતા કેરો નેમ;
તજ ઇર્ષા અંતરપટ ખોલી કોય ન સુણશે તારી દાદ,
તુંથી ફરતું ફલક ન અટકે કાગડિ કાં તું કર બકવાદ. ૪
આ સરિતા સંસાર વિષે જ્યાં વહે ઇંદ્રિરૂપીનું નીર,
કામ ક્રોધ મદ મોહ લોભના રહે મગર ધારી ગન ધીર;
જન્મ મરણુ જંજાળ મોજથી કોય ઉગર્યો છે એકાદ?
તુંથી ફરતું ફલક ન અટકે કાગડિ કાં તું કર બકવાદ. ૫
આ સંસારે કોઇ ન સરખા સમજ ખરેખર કરિને ખ્યાલ,
કો રાજા છે તખ્તનશીની કો દરવેશ કરે ફરિ સ્વાલ;

કો વાહનપર ચડો વિચરતા કો જન આગળ ચાલે પ્યાદ,
તુંથી ફરતું ફલક ન અટકે કાગડિ કાં તુ કર બકવાદ. ૬
એ આદી સચરાચરનો છે નિયમ નેચરલ દિલમાં ધાર,
શાને ઇર્ષા કરે પરસ્પર લખ્યા આંકડા નહિ ટળનાર;
સંતોષી સુખદાઇ હમેશાં શાણાના સગજાતે સાદ,
તુંથી ફરતું ફલક ન અટકે કાગડિ કાં તું કર બકવાદ. ૭
સંવત કર[૨] સર[૫] નિધિ[૯] શશીનો[૧] શુકલ નારિ શોભીતો માસ,
મુક્તિની[૪] યુક્તિ બુધકારી કરી કવિતા ધરી હુલાસ;
આશ્ચયકારી શિખ અમારી ગવરી ગાશો ધરી આહ્લાદ,
તુંથી ફરતું ફલક ન અટકે કાગડિ કાં તું કર બકવાદ. ૮

## વસંતતિલકા.

ધાતો ફર્યો ધરણિમાં સહુ તીર્થ સ્થાને,
ધાર્મીક વાત ગણિને નિજ કેરિ દાને;
તોએ રહ્યું હ્રદય તૂજતણું વિકારી,
શી રીત મોક્ષ મળશે જીવ જો વિચારી. ૧
ખંતી બની મથિ મથી વિત્ત જે કમાવ્યું,
ખાધું ન ખર્ચ કરીયું ધરમાં સમાવ્યું;
દીધું નહી ગરિબને જરિ રેમ ધારી,
શી રીત મોક્ષ મળશે જીવ જો વિચારી. ૨
કલ્યાણ કોઇ જનનું પ્રિય તેં ન કીધું,
શાણી સમાજમહિ માન નકી ન લીધું;
કીધા ન તર્ક ઉરમાં જનહિત્તકારી,
શી રીત મોક્ષ મળશે જીવ જો વિચારી. ૩
કાપ્યું ન કષ્ટ નિજ દેશનું દાઝ આણી,
ગર્વી બની ગમતમાં વણુસાડયું પાણી;
શીખાગણો સજનની ધટ નૈ ઉતારી,

શી રીત મોક્ષ મળશે જીવ જો વિચારી. ૪
શાણા સુશીલ શુધ સાધુતણી સમાજે,
જાતાં ખરે જીગરમાં હદપાર લાજે;
કાજો કર્યા જગતમાં જન કષ્ટકારી,
શી રીત મોક્ષ મળશે જીવ જો વિચારી. ૫
આણી નહી ઉર દયા વરલાગણીને,
પાળી રહ્યા નિજ મતી અત પાપણીને;
દાતા બન્યો ન, થઇ કંજુસ નામ ધારી,
શી રીત મોક્ષ મળશે જીવ જો વિચારી. ૬
ખાંતે ખુશીથી શીશુતા ગમતે ગુમાવી,
યુક્તે જુવાની રતિરંગ મહીં સમાવી;
આવી જરા ઝડપથી પ્રીય નાશકારી,
શી રીત મોક્ષ મળશે જીવ જો વિચારી. ૭
ગાયા નહી હરી ગુણો સુ કલ્યાણ કર્ત્તા,
અજ્ઞાનિ ઊર બનિયો કરી તર્ક ન કર્તા;
શિક્ષા સુ ગૈરિતણિ છે બહુ લાભકારી,
શી રીત મોક્ષ મળશે જીવ જો વિચારી. ૮

## પદ્માવતી છંદ.

પણ પણ આપણ તે પણ પેલું પણ છેવટમાં આવ્યો શું,
"શું" હું નવ જાણું સત્ય પ્રમાણું ટાણું વિપરિત હોશે શું;
જે ગૈ કાલે યમને દ્વારે ગયો બિચારો તે જાણે,
ફિલસુફની વાણી કવીવખાણી પદમાં આણી આ ટાણે. ૧

## શિખરીણી છંદ.

મતી મૂળે થોડી ગરવ ઘટમાંહી અતિ કરે,
વૃથા તાણી વાદો પરમ ધિક વેરે શિર પરે;

સમાજે લાજીને વચન વર કેવા દિલ ડકે.
મહીમાંહી એવા અધમ અધિકારી નવ ટકે. ૧
ચડી ધર્મસ્થાને અદલ નજરે ના નિરખતા,
કરી ઊંધા ન્યાયો નિજ ઘર જરે ખૂબ ભરતા;
પ્રભા તેની પ્રીતે પ્રસરી જગમાં શી રિત શકે,
મહી માંહી એવા અધમ અધિકારી નવ ટકે. ૨
લબાડી લુચ્ચાને પ્રિયકર ગણી પ્રેમ કરતા,
વ્યભીચારી થૈને પરઘર પ્રિયા કાજ ફરતા;
સુરા પીને જેઓ છકિત થઈ વાટે બદ બકે,
મહી માંહી એવા અધમ અધિકારી નવ ટકે. ૩
રણે જાતાં રોતા રજપૂત થઇ રાંડ સરખા,
અરીથી ત્રાસીને પુરભણિ કરે પાગ ભરતા;
બડાઇ હાંકીને નિશદિન બહુ અંતર છકે,
ગહી માંહી એવા અધમ અધિકારી નવ ટકે. ૪
કરી કોવીદોને કટુ વચન કેતાં નવ ડરે,
તજી સૂનીતીને વિપરિત ગતીમાં મતિ કરે;
સદા ચોંપે ચાલે ચિતહર ઘણી ચાલ લટકે;
મહી માંહી એવા અધમ અધિકારી નવ ટકે. ૫
ગપાટા મારીને ગમત કરતા દુષ્ટ મતિના,
ખરે ઘેલીજાયા જગત ગણતું ગંદિ ગતિના;
પ્રભૂનું પ્રીતેથી ભજન કરતાં ચિત્ત અટકે,
મહી માંહી એવા અધમ અધિકારી નવ ટકે. ૬
સદા સાધુઓના સગુણ સુણીને જે ઉર હસે,
ડરીને દીલે જે ખળબળ નિહાળી દુર ખસે;
બધા સિંધૂ કેરૂં જળપુર થવા ચાય મસકેં,
મહી માંહી એવા અધમ અધિકારી નવ ટકે. ૭

ધરે ને જે ધ્યાને ધરમતણિ કહાણી ધરણિમાં,
ખરે એ પાપીને પ્રભુ પણ ન રાખે શરણમાં;
ગિરા આ ગૌરીની મનમહિં શુણીને ન ચમકે,
મહી માંહી એવા અધમ અધિકારી નવ ટકે, ૮

## કુંડળીઆ.

આરાધું પ્રથમે સદા સચરાચર જગ ઇશ,
નમન કરી એ નાથને વિગતે નામું શીશ;
વિગતે નામું શીશ કાવ્ય કરવાને કાજે,
રસ રસના ભરપૂર થાય જો તેહ નિવાજે;
કેછે ગૌરીલાલ ક્ષેમથી પંથે વાધું,
જગ સચરાચર ઇશ સદા પ્રથમે આરાધું. ૧
કક્કા આ કળીયુગ વિષે પાપતણો નથી પાર,
ધર્મ ગયો ધર ઊતરી વર્ત્યો અંધાકાર,
વર્ત્યો અંધાકાર જગતમાં જોર જમાવ્યો,
નડે શાહને ચોર વખત દુષ્કૃત આ આવ્યો;
કે છે ગૌરીલાલ સમાલી થાજો પક્કા,
નથી પાપનો પાર વિશે આ કળિયુગ કક્કા. ૨
ખખ્ખા તું ખાંતે કરી તજ ખાંપણને ખોડ,
હિમત ઉર રાખી સદા બાંધ શિરે જશ મોડ;
બાંધ શિરે જશ મોડ કાર્ય એવાં તું કરજે,
વેમિ ન બનજે લેશ કુટિલથી દિલમાં ડરજે;
કે છે ગૌરીલાલ નિડર મન ધારી સખ્ખા,
ખાંપણને તજ ખોડ ખરી ખાંતે તું ખખ્ખા. ૩
ગગ્ગા શી ગણના કરી ગોટાળે ગોટાય,
સાવધ થઇ રેજે સદા વખત નિરખ વહિ જાય;
વખત નિરખ વહિ જાય જેહછે બહુજ અમૂલો,

ભ્રમણામાંથું ભમે ભટકતાં પડિયો ભૂલો;
કે છે ગૌરીલાલ સફેદી સઘળા બગ્ગા,
તજવા તેનો સંગ કરી શી ગણુતી ગગ્ગા. ૪
ઘઘ્ઘા ઘટ ઘટ જે રમે તેજ ખરો છે ઇશ,
તેના વીણુ બીજ પ્રત્યે કદી ન નામીશ શીશ;
કદી ન નામીશ શીશ હોય જો પૂરણુ જ્ઞાની,
એ વિણુ દુનિયાંતણુી દ્રષ્ય ચિજ સઘળી ફાની;
કે છે ગૌરીલાલ ચૂકવા કદી ન ચગ્ગા,
ઇશ ખરો છે તેજ રમે જે ઘટ ઘટ ઘઘ્ઘા. ૫
ચચ્ચા ચાડી ચુગલીની કદી ન શુણુવી વાત,
નજર ન્યાયપર રાખવી લજાવવી નહિ જાત;
લજાવવી નહિ જાત ઘાત નવ કરિશ ગરિબની,
રાખી દિલમાં લોભ વસૂ વિણુ વાલી કિરતની;
કે છે ગૌરીલાલ શબ્દ વાપરવા સચ્ચા,
શુણુવી કદી ન વાત ચુગલી ચાડીની ચચ્ચા. ૬
છછ્છા છેક છકેલ થૈ નવ કરવો અહંકાર,
ફૂડી કાયા કારમી ફૂડો છે સંસાર;
ફૂડો છે સંસાર સેવ સજ્જનની સારી,
શ્રી પતિનું લે શરણુ મરણુનો ઉર ભય ધારી;
કે છે ગૌરીલાલ તર્ક કરવા સૌ અછ્છા,
કરવો નવ અહંકાર છકેલો થઇને છછ્છા. ૭
જજ્જા જો તું જાંખીને જગત સર્વ જાનાર,
રહ્યું ન અવિચળ અવનિમાં કોઇ પુરૂષ વળિ નાર;
કોઇ પુરૂષ વળી નાર જીવ જંતૂ ને પ્રાણુી,
સદગુણુ દુર્ગુણુતણુી ફકત રહેશે નીશાણુી;
કેહે છે ગૌરીલાલ મૂકશે કદી ન કજ્જા,

સર્વ જગત જાનાર જાંખીને જો તું જજ્જા. ૮
ઝઝ્ઝા ઝાડો ઝુંડમાં ટકે સર્વ આધાર,
એકલવાયું એકદમ ખરે ત્રુટિ પડનાર;
ખરે ત્રુટિ પડનાર સબબ પ્રિય સંપ સમાલો,
જેથી મારા વીર એકયતાપર દિલ વાળો;
કે છે ગૌરીલાલ નકામી નવ ગણુ અજ્જા,
સર્વ ટકે આધાર ઝુંડમાં ઝાડો ઝઝ્ઝા. ૯
ટંકા ટક ટક કર પરી ધારી હૃદયમાં ધીર,
ફોકટ ફેલ ફિતુરમાં કદી પડોશ નૈ વીર;
કદી પડોશ નૈ વીર વખત પરમાણે ચાલી,
રહેવું શાંત સ્વભાવ ભાવના ભગવત ભાળી;
કે છે ગૌરીલાલ જામશે તો જશ ડંકા,
હૃદયમાંહી ધરિ ધીર પરી કર ટકટક ટંકા. ૧૦
ઠઠ્ઠા ઠગ ઠાલી કરે શો મળવાનો લાભ,
અપજશ જેથી આવતાં શિરદુ:ખ ઉગે ડાભ;
શિર દુ:ખ ઉગે ડાભ આભથી બાથ ન ભીડો,
જાણી નિજ ગુંજાસ યોગ્ય ડગ માંડી હીડો;
કે છે ગૌરીલાલ ગર્દમાં ગળીયા પઠ્ઠા,
મળવાનો શો લાભ કરે ઠગઠાલી ઠઠ્ઠા. ૧૧
ડડ્ડા ડાકણ ભૂતનો ખોટો છે એ ખ્યાલ,
ભોળાં જન ભડકી મરે મર્દતણી નહીં ચાલ:
મર્દતણી નહીં ચાલ ખરેખર તેજ કહાવે,
નામર્દો નર ઘણા વધારી ડિંગ ચલાવે;
કેછે ગૌરીલાલ ફોગટના એતો ફડ્ડા,
છે એ ખોટો ખ્યાલ ભૂત ડાકણનો ડડ્ડા. ૧૨
ઢઢ્ઢા ઢોલ ધ્રસૂકતા સીંધૂ રાગ સહીત,

શૂરા રણુમાં સંચરે તજી અરી ઉર ભીત;
તજી અરી ઉર ભીત જબર થઇ જંગ મચાવે,
એ વખતે તો ગયા શુણી દ્રગ અશ્રુ આવે;
કેછે ગૌરીલાલ ચિત્તે ચોંટીરે ચુદ્ધા,
સીંધુડાને સાથ પ્રસુક્તા ઢોલો ઢદ્ધા. ૧૩
રેણુા રણુસંગ્રામના હોંશિ હતા રજપૂત,
તે સૌગ્યા ગરદે મળી રહ્યા હવે તો ભૂત;
રહ્યા હવે તો ભૂત માતની કુખ લજાવે,
કાયર થઇ કપૂત જરી નહી રક્ત તપાવે;
કેછે ગૌરીલાલ દેખવામાં છે ડેણુા,
હતા હોંશિ રજપૂત રણે જાવાના રેણુા. ૧૪
તત્તા તરકશ તીર ને બરછી બંધુક બાણુ,
કાટ ચડી તેના પરે ઘણો વળ્યો છે ઘાણુ;
ઘણો વળ્યો છે ઘાણુ તોપ નવ મળેજ તાજી,
ભાલાળા નર ગયા રહ્યા સૌ કાયર પાજી;
કે છે ગૌરીલાલ ઉકળતા નહિ જરી પિત્તા,
બંદુક બરછી બાણુ તીરને તરકસ તત્તા. ૧૫
થથ્થા થન થન જે કરી કુદાવતા કેકાણુ,
તે સઘળા નિરમાલ્ય છે વળી ગાહા મોકાણુ;
વળી માહા મોકાણુ નેણુમાં નૂર ન દીશે,
શો તેનો વિશ્વાસ કરે જે મોઢે ફીસે;
કે છે ગૌરીલાલ વચન ઊચારે વૃથા,
કુદાવતા કેકાણુ કરી જે થનથન થથ્થા. ૧૬
દદ્દા દારૂ ગોળિનું ઠેકાણું નથિ હાલ,
વિના પણુછનાં કામઠાં શું કરે શત્રુ સાલ;
શું કરે શત્રુ સાલ કાળની એ બલિહારી,

ભારત વર્ષપર ફરી અજબ આજે અંધી યારી;
કે છે ગૌરીલાલ ગળી ગઇ ગરદે ગદા,
નથી ઠેકાણું હાલ ગોળી દારૂનું દદા. ૧૭
ધદ્ધા આ ધરણીપરે હતા મર્દ બાહાદુર,
જેની હાકલને સુણી ઉલટે સિંધુ પૂર.
ઊલટે સિંધુ પૂર મર્દ ગતવાલા એવા,
જેની સેવા સજે શૂરનર દાનવ દેવા;
કેછે ગૌરીલાલ ગયા વીરો યો ગધ્ધા,
ગરદ હતા બાહાદુર ધરણી ઉપર આ ધધ્ધા. ૧૮
નન્ના નેકી કર સદા નેકીનું શુભ નામ,
તેહ વિના તુજને ખરે અન્ય ન આવે કામ;
અન્ય ન આવે કામ હામથી તેને વરજે,
જેથિ સ્વર્ગની માંય ફિકર વિણુ ફરતો ફરજે;
કે છે ગૌરીલાલ કરીશ નહિ છિનમ છિન્ના,
શુભ નેકીનું નામ સદા કર નેકી નન્ના. ૧૯
પપ્પા પ્રૌઢ પ્રતાપની બાંધ જગતમાં પાજ,
રાજી થાશે તો ખરે અંતે ગરીબ નિવાજ;
અંતે ગરીબ નિવાજ જેથી તુજ કારજ સરસે,
દુઃખ થાશે સૌ દુર સઘળી સંપત સુખ વરસે;
કે છે ગૌરીલાલ ગુણીજન ગાશે ટપ્પા,
પાજ જગતમાં બાંધ પ્રતાપની પ્રૌઢી પપ્પા. ૨૦
ફફ્ફા ફોગટ ફુલીને કરતો નહી બદફેલ,
નહી કાં દુ:ખની આવશે ધરમાં બેઠે રેલ;
ઘરમાં બેઠે રેલ સેહેલ સૌ કડવી થાશે,
સંપત જાશે દૂર ક્રૂર બની મિત્રો ખાશે;
કે છે ગૌરીલાલ ખલકપતિ થાશે ખફ્ફા.
કરતો નહી બદફેલ ફૂલીને ફોગટ ફફ્ફા. ૨૧

બબ્બા બાજી બગડી છે. ચેતી ઉરે તું ચાલ,
પગલે પગલે પાડવા શિરપર ફરતો કાળ;
શિરપર ફરતો કાળ ટમટમી રહ્યો પકડવા,
ભજ ભૂધર ધરી પ્રેમ રેહેમથી નહી દે નડવા;
કે છે ગોરીલાલ કામ નહી આવે અબ્બા,
ઉરે ચેતી તું ચાલ બગડી છે બાજી બબ્બા. ૨૨
ભભ્ભા ભોળાંજન ઘણાં ભાવીક બનવા જાય,
સત્ય વસ્તુને છોડીને કુતવીપર લલચાય;
કુતવીપર લલચાય સમજવિણુ શીશ નમાવે,
ખરા ઇશને તજી અન્યને બાપ બનાવે;
કે છે ગોરીલાલ પુરાણુા પહેરી ઝભ્ભા,
બનવા ભાવીક જાય ઘણાં જન ભોળાં ભભ્ભા. ૨૩
મમ્મા મોટપ જો ખપે રેહેમ -હૃદયમાં ધાર,
કર પરમારથ પ્રીતથી થઇને જન આધાર;
થઇને જન આધાર ઘટિત સો કાર્યો કરજે.
સજ્જન સાથે ભળી અચળપદ પ્રીતે વરજે;
કે છે ગોરીલાલ ક્રોધ તજી ધારવિ ક્ષમા,
ધાર -હૃદયમાં રેહેમ ખપે જો મોટપ મમ્મા ૨૪
યય્યા યાદજ રાખજે વાકય કવીનાં ભાઇ,
અપજશ જેથી દુર થઇ મળશે જશ સુખદાઇ;
મળશે જશ સુખદાઇ આંહીને ત્યાં પણુ ભારી,
જતાં અવીચળ ધામ ધારણુા ફળશે તારી;
કે છે ગોરીલાલ સુવા શુભ મળશે છાયા,
જશ મળશે સુખદાઇ રાખજે યાદ તું યય્યા. ૨૫
રર્રા રટણુ જગદીશનું કર હૈડે ધરી હામ,
ને—વીણુ આ અવની વિષે અવર ન આવે કામ;
અવર ન આવે કામ દામ મહોબત કે માયા,

પલટી જાશે સર્વ જેમ વાદળની છાયા;
કે છે ગોરીલાલ કાળના વાગે છરરા,
કર હેડે ધરી હામ રટણુ જગદીશનું રૂડો. ૨૬
લહલા લાજ વધારવા ધર નીતી સુખકાર,
જેથી હશે ને ઝહાનમાં લુચ્ચા લોક લગાર;
લુચ્ચા લોક લગાર હશે તો એબજ લાગે,
જગપતિ કેરે દ્વાર જવું નહિ કાળે દાગે;
કે છે ગોરીલાલ વિચારી વીસે વિસવા,
નીતીધર સુખકાર વધારી લાજજ લબ્ઝા. ૨૭
વબ્વા વાલપ આણીને ધર પ્રાણીપર પ્યાર,
એક પિતાના આપણે છેએ શુભ પરીવાર;
છેએ શુભ પરિવાર સત્ય ઉર માંહી ધારો,
કરી પરસ્પર ક્ષેમ કરો નહી તર્ક નઠારો;
કહે છે ગોરીલાલ કીડિ કુંજર કે જબ્વા,
પ્રાણીપર ધર પ્યાર આણી વાલપને વબ્વા. ૨૮
સસ્સા કર સમશેરને બીજી ધીંગી ઢાલ,
તેનાપર નહિ રાચતો થઇશ ઘણો બેહાલ;
થઇશ ઘણો બેહાલ કાળ જવ આવી બડશે,
પટ્ટા તોડી સર્વ પંથ પોતાને પળશે;
કે છે ગોરીલાલ ભલે હો લશ્કર બસ્સા,
ધીંગી ધારી ઢાલ હાથ સમશેરે સસ્સા. ૨૯
શશ્શા સકળ સદ્ગુણુ તણો જો ધારિશ શણગાર,
જખ મારે આ ઝહાનમાં હીરા મોતી હાર;
હીરા મોતી હાર દીપતો થઇશ વિશેષે,
મળશે મોટું માન ધન્ય પણુ સો જન કેહેશે;
કે છે ગોરીલાલ ગવાશે ગુણુના કિસ્સા,
ધરીશ જો શણુગાર સકળ સદ્ગુણુનો શસ્શા. ૩૦

ષષ્ષા ષડ્ રિપુને ખરે જીતી લે કરી જંગ,
વિજય દ્વજ તો ધરણીમાં ફરકે નવલે રંગ;
ફરકે નવલે રંગ સંગ સાધુની કરજે,
સત્યવાદી થઇ સર્વે દિલે ખળથી નહીં ડરજે;
કે છે ગૌરીલાલ ફુલે ફોકટ તે ફરસા,
જીત જબર કરી જંગ ખરે ષડ્ રિપુને ષષ્ષા. ૩૧
ઉહ્હા હેત હરી તણાં ચ્રણ માહીં તું ધાર,
જેથી ભવ સાગર તરી પોંચીશ પેલે પાર;
પોંચીશ પેલે પાર વાર નન જરીય વાગે,
મળશે સ્વર્ગની માંય અમૂલો વર મોં માંગે;
કે છે ગૌરીલાલ સૂખ સાંપડસે મહ્હા,
ચ્રણ ઉરે પ્રીય ધાર હરીનાં હેતે ઉહ્હા. ૩૨

### છપય.

વડો શાહ ઇનશાન મુકુટ અકકલ શિર ધારી,
ચડી તર્ક કેકાણ ડાહાપણ લગામ ધારી;
વિધ્યા શુભ સમશેર હેતથી ધારી હાથે,
સપર નિતિ સુખ દાઇ વળી તે પણ ગૃહી સાથે;
દિલ દેશ રક્ષવા કારણે રણધીર વીર શૂરો ખરે,
સેતાન શત્રુના સૈન્યમાં ગવરી ગર્જના કરિ લડે. ૧

### સવૈયા એકત્રીસા.

દીર્ઘ નખી શિર જટા ઝૂટના છાગળ અંગ વિષે ધરનાર,
કાને કૂાટલ જોગી જોયા વિચિત્ર જેના છેજ પ્રકાર;
શિર મુંડેલા કૈંક સેવડા વળી દેખીઆ મુના અબોલ
જેના ડેરા પાહાડ રાનમાં કરતા ભગવતની બહુ ખોળ. ૧
શૂરવીર સદ્દગુણના ધારી કંઇ કપટીને નિરખ્યું કૂડ,
જે માયાના પૂર વિશે બૌ મચી રહ્યા ધંધે ધરી ધૂળ;

સરંજામના સુખી નીહાળ્યા વળી જનમના દુખી ગણાય
પણ એવો નવ કોઇ જણાયો જેને ઊર નહિ લોભ જરાય  ૨

### હરિગીત છંદ.

જ્યારે નહોતા દાંત ત્યારે દૂધ દીધું ઇશ્વરે,
દીધા હવે જો દાંતતો કયમ અન્ન નાપે તે ખરે;
જળ થળ તણા વસનારની જે સૂધ લેનારો ઠર્યો,
તે તાહરી લેશે નકી શુધ તર્ક એવા સો કરો.  ૧
મૂરખ અરે મન શોચ શાને નરમ દિલથી આદરે,
કરવાથિ શોચ ન હાથ આવે કાંઇપણ તુને ખરે;
જે જાણુને અણુજાણુને પાળે સદા પ્રીતી થકી,
તે પાળશે તુને સદા પ્રીય ધારતું ગનમાં નકી.  ૨

### છપ્પા.

ઠામ[1], ગામ[2] શુભજાત[3] માત[4] સુત[5] તાત[6] સુભ્રાતા[7]
વાત[8] કુળ[9] બળ[10]બાહુ પત્નિ[11] શુભ[12]પુત્રી સુપાત્રા[13];
ક્ષેત્ર[14] દાન[15] સનમાન[16]રૂપ[17]વિદ્યા[18]સુખ[19]દેવા[20]
ધર્મ[21]ગુરૂ[22]શુભવેદ્ય[23]દેશ[24]વિત્ત[25]મિત્ર[26]સુસેવા;[27]
પુન્ય વિના નવ પામશે એ શુભવાના માનવી,
કહે ગૌરી ગણના કરી સત્ય વાત જગ જાણવી.  ૧
શીલવંત[1] સંતોષ[2] દોષવિણ[3] સુમતીવાળા,[4]
સત્ સંગી[5] ને સજન[6] સત્ય બોલાજ[7] કૃપાળા[8];
સત્ય પુરૂષ[9] શુભ મેળ[10] સુલક્ષણ[11]લજ્જા ધારી,[12]
સુરૂપી[13]શુધ ગંભીર[14]ગુણવંત[15] ગુણ આચારી[16];
એવા જનની સંગતે ધર્મ વાત ઉરમાં ઠસે,
કહે ગૌરી ગણના કરી જેથી દુઃખ સૌ દુર ખસે.  ૨
ચોર[1] ચુગલ[2] છળ[3] આદી અધર્મી[4] અધમાચારી,[5]
બદ[6] વકતા અવનીત[7] કુપાત્રા[8] દુષ્ટાચારી;[9]

અધીર[૧૦]અધૂરા[૧૧]સ્નેહી કુલક્ષણુ[૧૨]જુઠા[૧૩]બોલા,
કુસાસની[૧૪] કુશીળ[૧૫] ભુછ[૧૬]ને ભુંડા[૧૭]ભોળા;[૧૮]
કુળ ખાંપણુ[૧૯] કરનારની સંગત જે કોઇ કરે,
ગોરી કે તે જહાનમાં મોત વિના નિશ્ચય મરે. ૩

## દોહરો.

મિત્ર મળે આ મહીપરે મોં મલકાવી અનેક,
જે જોતાં અંતર ઠરે તે લાખોમાં એક. ૧
સુખ દુઃખમાં સમ ભાગી થઇ નિસ્ચળ નિભવે નેક;
એક રંગ નિશ દિન ધરે તે લાખોમાં એક. ૨
સુણી મિત્ર સપડાયલો ધારી મૈત્રી ભેખ;
તન મન ધનથી મદદ દે તે લાખોમાં એક. ૩
મિત્ર મોજીલા સાંપડે, હાજી કરણુ હરેક;
શીશ આપિશે શોકથી, તે લાખોમાં એક. ૪

## ઉપજાતિ.

મુખે સુધા અંતર ઝેર રાખે, ગરૂર થૈ ગર્વિષ્ટ વેણુ ભાખે;
કનિષ્ઠ જાણે નિજથી બિજાને, ધિક્કાર એવી પ્રિય મિત્રતાને.૧
કરે કદી કોપર ઊપકારો, બતાવી આપે કરીને પોકારો;
ગર્જાું કરે ગોઠવિ કો શિક્ષાને ધિક્કાર એવી પ્રિય મિત્રતાને.૨
મૂડી કદાપિ નિજ પાસ ખૂટે સંગાથીઓને વળી તેથી લૂટે
જાણે નહી જે પરનાં ગજાને, ધિક્કાર એવી પ્રિય મિત્રતાને. ૩
ચાહી ચિતે જે નિજધામ આવે, મુખે વદી મિષ્ઠ પછી ઉડાવે;
ધિક્કારી કાઢે ખરો રીશ ધ્યાને ધિક્કાર એવી પ્રિય મિત્રતાને.૪
સારો નઠારો નહિ જાણુનારો, પ્રીછે નહી પ્રેમ તણો કિનારો;
અભૂજરેજે વરીને નજાને, ધિક્કાર એવી પ્રિય મિત્રતાને. ૫
દલીલ દોસ્તો તણી જે સુણેના, ખુલુ કદી વેણુ મુખે ભણેના;
તથાપી જોરે જણુવે જુસાને, ધિક્કાર એવી પ્રિય મિત્રતાને.૬

કષ્ટે પડી મિત્ર રહ્યો પીડાય, ધીરો બનીને નત વાર ધાય; ।
રવે વરી જે નપુસ્યકતાને, ધિક્કાર એવી પ્રિય મિત્રતાને. ૭
સુપાત્ર કેરો–પ્રીય સાથ સાધો, મિત્રાઇ વંઠેલ થકી ન બાંધો;
જોશો ન ગવરી કદી એ તાતને, ધિક્કાર એવી પ્રિય મિત્રતાને. ૮

## દોહરો.

ધિક વંઠેલની મિત્રતા, ધન્ય નંદ સુખ કંદ;
નિજ દુહિતાનો ભોગ દઇ બચાવી એ વૃજ ચંદ. ૧

## ઉપજાતિ.

છૂપાવી સારા ગુણશાળી ગ્રંથો, જેમાં નીતિના નિરદોષી પંથો;
વિનાશ આપે મતી પાપણીને, છે ધન્ય એવા ધનના ધણીને. ૧
વિદેશીને આદરમાન આપે, સ્વદેશીઓનાં વળી કષ્ટ કાપે;
લાવી ઉરે લાયક લાગણીને, છે ધન્ય એવા ધનના ધણીને. ૨
તડાગ વાવો સરિતા સમારે લોકોપયોગી બહુ જે પ્રકારે;
વરી સદા પ્રેમતરીંગણીને છે ધન્ય એવા ધનના ધણીને. ૩
પંડિતને પૂંઠ કદી ન આપે, ગુણી જનોના ગુણનેજ માપે;
હિમાયતી દામ તણી હણીને, છે ધન્ય એવા ધનના ધણીને. ૪
સ્વદેશીઓનું સુખ ઇચ્છનારા, ફેલાવિ આપે સઘળે સુધારા;
કાઢી કુધારા મુળથી ખણીને, છે ધન્ય એવા ધનના ધણીને. ૫
સ્વદેશનું શ્રેય સદા ચહાવા લાખો પ્રકારે વરવા લહાવા;
વસુ નવાસે વસુધા ખણીને, છે ધન્ય એવા ધનના ધણીને. ૬

## ઉપજાતિ.

ખાતા ન બંટી મળતીજ ભાઇ, વૃથા કરે આપ વડી વડાઇ;
મીઠાઇ ખાવા ઉરમાંજ હામ, × × મળ્યાનું નકો એજ કામ. ૨
મતી ન જાણે નિજની જરાય બની ગુમાની નર જે સદાય;
વડા થકી વેર કરે ન કામ × × મળ્યાનું નકો એજ કામ. ૨
શિળાયથી જે ડરિનેજ નાસે અંધારી રાત્રે ઘરમાંહી ત્રાસે;

કરે ઉજાડે જાદને વિરામ, × × મળ્યાનું નક્કી એજ કામ. ૩
લહાવો લેવા જગમાં અતીશે, વરો કરે આવકથી વિશેષે;
લઇ ઉધારે પરનાજ દામ, × × મળ્યાનું નક્કી એજ કામ. ૪
સગાં કુટુંબીથકી વૈર સાધી, ઇચ્છે સદા સાહ્ય થવા ઉપાધી;
તજી ફરે જે પરનેજ ગામ, × × મળ્યાનું નક્કી એજ કામ.૫
ગુરૂ જનોનું નહી કેણુ માને, પોતા તણી વાત ધરી ગુમાને.
ફરે બની ફુકકડ જે ગુલામ, × × મળ્યાનું નક્કી એજ કામ.૬
પરાઇ માયા પર આશ રાખી, વૃથા ગુમાવે વય નીજઆખી;
ચહી સદા ચિત્ત વિષે હરામ × × મળ્યાનું નક્કી એજ કામ.૭
તાણી હણે છે ગવરી તમાચો ખાઇ તમે ઉર વિશેજ રાચો;
કદાપી કરશો અવળા કલામ × × મળ્યાનું નક્કી એજ કામ.૮

## દોહરો.

કર જોડી ગવરી કહે, સુણજો સજન તમામ;
કરશો નહી કો દિન તમે, × × મળ્યાનાં કામ. ૧

## ચોપાયા.

ફતા તણી રણ તોપ નાંગરી, પુંઠે અરિની ચોટો;
ધૈર્ય પણેથી ધૂળ ફકાવી, મુંઝાય નૈ તે મોટો. ૧
ઘણીવાર ઘોરીને લાગી, શિકસ્ત કેરી ખોટો;
આખર દિલ્લી કબજે કીધી, મુંઝાય નૈ તે મોટો. ૨
આ સંસાર સમુદ્ર વિષે બહું લાગે ભરતી ઓટો;
તેને તરીને પાર થવામાં મુંઝાય નૈ તે મોટો. ૩
ક્ષણભંગુર કાયાને માયા, જેમ પાણી પરપોટો;
સત્ય ગણી સુખદાયક કરતા, મુંઝાય નૈ તે મોટો. ૪
તમાચીથી જે ભિસ્તે પડિયો, મેકણ કેરે સોટો;
કલમાં પડીને કામ કાઢિયું, મુંઝાય નૈ તે મોટો. ૫

## છપ્પા.

અપર માતનું હેત, પ્રેત પૂજન પરમાણો,
કુટિલ કુલછન નાર વાદ કપટી બિન શાણો;
હાકમ કદર રહીત ચિત્ત ઉચિત્ત નહિ દાસા,
જ્ઞાન વિના વિદ્વાન, તાન વિણ ટપા તમાસા;
એ હિતકારી ન વિશ્વમાં, પણછ વિના જયમ કામઠાં,
ગવરી નવ ગણકારિયે × × માર્યાં સામટાં. ૧
કુળ લાંછન કરનાર, પુત્ર જો પગટે પાપી,
બ્રહ્મ પુત્ર તજી ધર્મ, મર્મ હીન થાય સુરાપી;
ધર્મ ગુરૂ કરિ ઢોંગ, શિષ્ય બદ વાટ ચડાવે,
નફ્ટ નાખુદા જેહ, વખત વિણ વ્હાણ ચલાવે;
એ હિતકારી ન વિશ્વમાં, પણછ વિના જયમ કામઠાં,
ગવરી નવ ગણકારિયે, × × માર્યાં સામટાં. ૨
વિના પ્રયોજયન વાદ, સ્વાદ કો થકી નવ લીજે,
વખત થએ તતકાળ, ડાળ તજી મૂળ ગૃહીજે;
સત્ય વાતશું નેક, ટેક ઉર અંદર રાખો,
મૂખ લજાવણ બોલ, તોલ વિણનો નવ ભાખો;
તો જીતાશે ઝડપથી, હરીફ હઠીલો મર હશે,
ગવરી કીરતી જહાનમાં, સોગણી પ્રગટે દસ દિશે. ૩
માત પિતા શુભ દેવ, સેવ એની તો કીજે,
તજી આળ પંપાળ જ્ઞાન ઘટમાંહી ભરીજે;
કુટિલ મનુષ્યથી છેક, દૂર દસકોશ રહેવું,
સુખ દુઃખ વિધિને હાથ એમ જાણીજ સહેવું;
વળી સદાચરણમાં ચાલવું, હિંમત ઉર રાખી સદા,
સહાય ઇશ ગવરી થશે, અગણીત કાપી આપદા. ૪
ભણી ગણી થવું હુંશિયાર, જેમ દુશમન દિલ દાઝે,

શસ્ત્ર વિદ્યા અભ્યાસ, કરો કરવા ખળ પ્રાજે;
તન મનને બળવાન, રાખવું મૂળ કરીને,
પુષ્ટ દ્રવ્ય ખોરાક, મિતવ્યય વળી ઠરીને;
કસરત કરી તન કેળવો, મળશે માન વિખ્યાતીનું,
અભીમાન ઉર રાખવું, દેશ રાજ અને જ્ઞાતિનું. ૫
ધિકઃ વિભીષણ તને, ભાઇથી ક્રોધ કરીને,
થયો ઊર રળિયાત, મળી કુળ તણા અરિને:
કરી કગાણી ખૂન, કૂળ ભંગાણુ કરાવી,
કનક લંકની માંય, ફોજ બંગૂર ફરાવી;
કુટુંબ દ્રોહીને દેશ દ્રોહી, રાજ દ્રોહી એથી થયો.
રામ પ્રસાદે તું નરકમાં, રાવણ લહિ સ્વર્ગે ગયો.

## દોહરા.

જોબન ખીલે જુગતથી, કંચન સરખી કાય;
ગર્વ કરો નહિ ઘટ વિષે, તે દિન પણ વહિ જાય. ૧
અમલદાર થયા અવનિમાં, લોકો લાગે પાય;
પ્રેમ મેળવો પ્રિતથી, તે દિન પણ વહિ જાય. ૨
ધન સંપત ધરણી પરે, મળતાં શું મલકાય;
સંતોશી રો સર્વદા, તે દિન પણ વહિ જાય. ૩
દેખી દીવસ દુઃખના, શા માટે સંતાય;
ધૈર્ય ધરો રૂદયા વિષે, તે દિન પણ વહિ જાય. ૪
સુખ દુઃખ દીવસ કારમા, જેવી વાદળ છાંય;
એવી કૃતિ કરતારની, તે દિન પણ વહિ જાય. ૫
ઘડીમાં વાજી વર મળે, ઘડીમાં પ્યાદ પળાય;
હરખ શોક શો તેહનો, તે દિન પણ વહિ જાય. ૬
ધીરજતા દ્રઢ ધારવી, શાને કરવી હાય;
ધીરે ધીરે ધરણીમાં, તે દિન પણ વહિ જાય. ૭
શાણા સમજે સેંજમાં, ગાંડા જન ગભરાય;
ગવરી ગણના છે નકી, તે દિન પણ વહિ જાય. ૮

## કુંડળીયો.

રાજા શિર મુનિ[૭] આંક, છે જોગી ચક્ર[૬] લખાય,
શિર સોયે સર[૫] વર્ણિકને, યુગ[૪] અરી અંક ગણાય;
યુગ અરી અંક ગણાય, યાર શિર ભુવન [૩]ભણીજે,
સેવક સુતને દ્વાર, નેન[૨] નકી નેક ગણીજે;
કેછે ગવરીલાલ, ઇંદુ[૧] અનુચર સુખ માને,
ચક્રજ યોગિ લખાય, અંકશિર મુની રાજાને,

### અશ્વનામ.

### દોહરો.

એંગ[૧] તુરંગ[૨] ઘોડો[૩] તુરી[૪] હોર્ષ[૫] અશ્વ[૬] તોખાર,[૭]
વાજી[૮] રેવંત[૯] હય[૧૦] પવંગ [૧૧] [૧૨]કેકાણ શુભવાર.

### તરવારનામ.

### દોહરો.

સેફ[૧] આબ[૨] સમશેરને[૩] ખડગ[૪] તેગ[૫] તરવાર,[૬]
પટા[૭] કૃપાણો[૮] ને અસી[૯] ખાંડુ[૧૦] ભટ આધાર.

### અસી પ્રબંધ.



## અસી પ્રબંધ.

### દોહરો.

ધરો કરી અસી કસી ધસી અને અરી શિર કર ચકચૂર,
જગમાં તો જશ પામિને કહેવાઇશ બાહાદૂર.

### પતિવ્રત વિશે. વસંત તિલકા.

સ્નેહે સ્વનાથ સુખદાઈ સદા ગણીને,
સોભાવશો ભવન ભવ્ય ભલું ભણીને;
આનંદ કંદ શુભ શિયળનું વિચારી,
પાળો પતિવ્રત સદાય સલૂણી નારી. ૧
ધારો તમે શિયળનો શણગાર સારો,
તેના વિના અવરને ગણીને અકારો;
પ્રેમે થકી પતિ તણાં શ્રયને વિચારી,
પાળો પતિવ્રત સદાય સલૂણી નારી. ૨
જેણે ગૃહ્યો સ્વજન મંડળમાં સ્વહાથ,
તેને ગણો પ્રિયપતિ વળી પ્રાણનાથ;
ચાલો અનુંસરી પતી વચનો સ્વીકારી,
પાળો પતિવૃત સદાય સલૂણી નારી. ૩
શામા શશાંક સમજો કદી છે રૂપાળી,
ગંભીર મરત શુભ મેંગળ ચાલવાળી;
તેને ગણે સર્જન શિળ વિના નઠારી,
પાળો પતિવૃત સદાય સલૂણી નારી. ૪
રામા રસાળી શુભ શુદ્ધ મનોહરી છે,
જાણે બિજી પરમ પ્રૌઢ પુરંધરી છે;
લાજે નઠારી વિણુ શીયળ તે બિચારી,
પાળો પતિવૃત સદાય સલૂણી નારી. ૫
વિદ્યા રહીત દ્રગ અંધ બધીર કાને,

પુર્ષાર્થ હીન નીજ નાથ અકાજ દાને;
તોએ ધણો પરમ ઇશ્વર સો વિચારી,
પાળો પતિવૃત સદાય સલૂણી નારી. ૬
પાળે પતિ વચન જે ધરી ધર્મ રામા.
કેદાર ગંગ થકી પૂણ્ય પવિત્ર કામા;
જાએ છુટી તરત તો ભવ ફંદ ભારી,
પાળો પતિવૃત સદાય સલૂણી નારી. ૭
જાણો તમે શિયળનો મહીમાજ મોટો,
દુષ્ વૃત્તિ ધારી ન ગણો કદી તેહ ખોટો;
શિક્ષા સુ ગૌરી તણી આપ ઉરે વિચારી,
પાળો પતિવૃત સદાય સલૂણી નારી. ૮

## પ્રકરણ ૩ જું.

### પ્રેમ શ્રૃંગાર.

#### બેત[૧]

બશુન અય બિરાદર મન દર્દે યાર,
પેશ ગિર્દ આફ્રત કુનદ ગિર્ફ્તાર.
મરા માશુકાં દિલ મન પેશ શુદ,
બસા માહ અઝ દસ્ત ગર્દ રફ્તં બૂદ.

---

૧. બેતનો અર્થ—એ ભાઈ—મારા દિલનું દુઃખ સાંભળ. કે જેણે મારી પાસે આવી મને સપડાવી લીધો છે. મારી માશુકનું દિલ જે મારા પાસે હતું તે કેટલાક દિવસ થયા હાથમાંથી પડી જમીનના અંદર મટોડીમાં ભળી ગયું છે. આ દુનિયાના અંદર એવો કોઇ પણ જવા ગર્દ રહ્યો નથી કે જે (ઉંચા હાથ કરીને ) હે પરમેશ્વર પાછું તે મને મેળવી આપે.

દિલાવર ઝાંહાં દર નમાન્દ મર્દે યાર,
બાઝ દાદ ઇંમન અય પરવર દિગાર.

## ચંદ્રાવળા.

ગુણુવર્તિ ગણી ગજ ગામીની, સામા સાંજ સવાર,
સજી સોળ શણુગાર શરીરે અંગ અંગ અલંકાર;
અંગ અંગ અલંકાર શ્રીકાર જતી કરતી ઝાંઝર ઝણુકાર,
ગતરી દર્શન નેન કામિની, ગુણુવંર્તિ ગુણિ ગજ ગામીની.

## ઉધોર છંદ.

રામા કમળ સરખાં નેણ, કોકીલ કંઠ શોભાવેણુ.
પૂરણુ ચંદ્ર સરખું મુખ, જોતાં દિલે ઉપજે સૂખ.
કિર સમ નાશિકા શોભાય, કટિ જોઇ કેશરી લજવાય.
શોભિત દાંત દાડમ બીજ, અધરે અજબ છે લાલીજ.
ગુલ સમ ગાલની શોભાય, પન્નગ વેણીએ કલપાય.
ગંભીર મસ્ત મેંગળ ચાલ, કેડે ધરે ઘૂઘર માળ.
ભાલે વ્યાસ વિધુનો હોય, ધારે ચિત્તમાં જે જોય.
પગની પાની કુમ કુમ લાલ, દેખી ઉરે ઉપજે વ્હાલ.
કુંપળ પાન સરખું પેટ, સુંદર ચંપ વરણી નેટ.
હસ્તી સુંઢ કર સોહાય, જોઇ જાંગ દિલ લોભાય.
ભ્રકુટિ ભમર વાંકી સાર, મારે મોહનીજ કટાર.
ચોડચો ચાંદલો ચિત્ત ચોર, ઘૂઘરી ઘાઘરે ઘમઘોર.
ઝાંઝર પાયમાં ઝમકાર, ચાલે ઠુમકતી ઠમકાર;
કંકણુ હાથમાં શ્રીકાર, બાજુ બંધ બેરખાં હાર.
નકવે સાર બહુ શોભીત, શ્રવણે તેમ યોગ્યજ રીત;
કંઠે મણિ રત્નની માળ, જોતી પડતી ઝાક ઝમાળ.
ચોળી અંગમાં ઝરદાર, પિન:સ્તન કેરો ભાર;
ધાર્યા વસ્ત્ર બહુ નવ રંગ, ઉરમાં અતિશેજ ઉમંગ.

## હરિગીત છંદ.

ગંભીર ગજ ગતી ચાલ ચાલતી, મદ ભરી અતિ સુંદરી,
જેને નિહાળી ભાન ભૂલી, ભામિતીજ પુરંદરી;
સખી વૃંદ સાથે હળિ મળી, રહી ગાનમાં ગુલતાન છે,
તેનાપરે આ જહાન માંહી, જાન પણ કુરબાન છે. ૧
પદ ઝુમક ઝેવર પાન પગ થકી, ઘૂઘરી ઘમકાર છે,
મણિ યુક્ત કંઠે હાર કંકણ સાર કર મોઝાર છે.
અતિ હર્ષ કારી નીરવિકારી, મોહ કારી સાન છે,
તેના પરે આ જહાન માંહી, જાન પણ કુરબાન છે. ૨
આનંદદાયક સયન લાયક, મિષ્ટ વાયક બોલતી,
શુભ સંગ ચાયક પ્રેમનાયક ગુણ ગાયક ખોળતી;
હરનિશ ઉમંગી એકરંગી તન તુરંગી તાન છે,
તેનાપરે આ જહાન માંહી, જાન પણ કુરબાન છે. ૩
ઝગઝાટ જોતી શુદ્ધ મોતી, યુક્ત ધરી નકવેશરી,
કંચનતણી ધરિ મેખળા ઝણકાર કટિતટ કેશરી;
શુણિ સુરતણી શુદ્ધ જાય તો શી બિશાદમાં દાનશાન છે,
તેનાપરે આ જહાનમાંહી, જાન પણ કુરબાન છે. ૪
શુભ વદન કોમળ નિરખિ, જેહનું નળીન જળ લજવાય છે,
કોકિલ વાયક પ્રેમપાયક, કનકવરણી કાય છે;
મદમાતી છાતી યુગલ તાતી, ઉદર પીપળપાન છે,
તેનાપરે આ જહાનમાંહી, જાન પણ કુરબાન છે. ૫
વાસુકી કારી વેણી સારી, પુષ્પથી ભરપૂર છે,
બાળા મૃગાક્ષી મોહદેણી, કામમાં ચકચૂર છે;
સવિતા શશિશું તેજ તેહનું, મહીપરે બહુ મન છે,
તેનાપરે આ જહાન માંહી, જાન પણ કુરબાન છે. ૬
રામા રસાળી નેહવાળી, ભવ્ય ભાળી ભૂતળે,

બહુધા સુંવાળી રોમવાળી હાર નાભીપર તળે;
કોમળ પસમ મનહરતણી પર ખુરજ સહુ ધનધાન છે,
તેના પરે આ જહાન માંહી જાન પણ કુરબાન છે. ૭
ચતુરાં ચતુર ચિતચોર ચંચળ ચપળ ચારૂ ચિત્તથી,
કારી કટારી હૃદય લાગી અજબ દ્રગની પ્રીતથી;
એ કાજ ગવરી જંગમહીં ઉછરંગ ગંમ સમાન છે,
સમશેર તીરસનાન ઝખમે જાન પણ કુરબાનછે. ૮

## છપ્પો.

મનહર મેડી મોલ ઓળ હલકાર હવાની,
ફરનીચરફરર્ટ કલાસ ઝળળહળ જોત દીવાની;
પોઢણુ પ્રબળ પલંગ બિછાનું બેશ ભળાતાં,
ડગે નહિ તલ માત્ર અંગ અંગે રગડાતાં;
પિન પયોધરી પ્રીતથી કનકવરણની કામની,
રતિ રગતે ભળી તો પછી ધન્ય ન એ કેમ જામની.

## સિંહાવિલોકી વસંતતિલકાવૃત્ત.

પ્યારી અરે શયનમાં સુખ આપનારી,
નારી નવીન જગમાં નથિ જોડતારી;
તારી છબી મુજ હૃદય અતી હર્ષકારી,
કારીગરી તુજ કૃતીતણી ખુબ પ્યારી. ૧
પ્યારી વિલોકી તુજને રતિહર્ષ હારી,
હારી રહી ન જગમાં દીલ ખેદ ધારી;
ધારી સફેદ વસ્ત્રો નિજ શોકકારી,
કારીગરી તુજ કૃતિતણી ખુબ પ્યારી. ૨
પ્યારી અધૂર તુજના પરવાળ ભારી,
ભારી કઠીન રતનથી વળી નમ્ર સારી;
સારી સુહાય ટિલડી બિંબ અર્ધ કારી,

કારીગરી તુજ કૃતિતણી ખૂબ પ્યારી. ૩
પ્યારી કિશોરી લલના મુખચંદ્ર ધારી,
ધારી વિશાળ ભ્રકુટી સર નેન મારી;
મારી કટાર જીગરે ખુબ ખૂનકારી,
કારીગરી તુજ કૃતિતણી ખૂબ પ્યારી. ૪
પ્યારી ગુલાબી ગુલના સમરંગ જારી,
જારી વહે નયનમાં બહુકામ વારી;
વારી ગયો ઉર વિશે જોઇ નિર્વિકારી,
કારીગરી તુજ કૃતીતણી ખૂબ પ્યારી. ૫
પ્યારી પુરંદરી થકી અધીકી વિશેષે,
શેશે ગુમાન તજી આશન ધાર્યું કેશે;
કેશે કર્યું મુજ હૃદય્ અતી મોહકારી,
કારીગરી તુજ કૃતીતણી ખૂબ પ્યારી. ૬
પ્યારી રસીલી રસનીય રમાડ યારી,
યારી ખરી ભવગહી બહુ શ્રેષ્ઠ તારી;
તારી સદૈવ સ્થિતી છે શુભ ગુણકારી,
કારીગરી તુજ કૃતીતણી ખુબ પ્યારી. ૭
પ્યારી મરાળસમ ચાલ સુહાય તારી,
તારી કને સદનમાં રહું હર્ષધારી;
ધારી ઉરેજ ગવરી ગન મોક્ષકારી,
કારીગરી તુજ કૃતીતણી ખુબ પ્યારી. ૮

## વસંતતિલકા.

પ્યારા પતી ગુણનિધી કહું શિશ નામી,
આનંદો આપ બનશો ઉર શોક વામી;
જંગી કરો ન જીગરે દુઃખ ઉદ્ગારો,
પ્રાણેશ એશ લવલેશ ન કલેશ ધારો. ૧

એવી કળા ગહન છે ગણવા ફરોના,
હાર્યા વિચાર કળતાં મુનીશેખરોના;
તો પાર કેમ નર તે તરશે બિચારો,
પ્રાણેશ એશ લવલેશ ન કલેશ ધારો. ૨
ઘોડે ચડે ધડોકમાં નર પાય દોડે,
કાસિદકાર વરવાજી ચડે સુકોડે;
એ દૈવ ખેલ દુનિયાં, મહો છે વિચારો;
પ્રાણેશ એશ લવલેશ ન કલેશ ધારો. ૩
સીતા સતી નળતણી, દમયંતિ રાણી;
જેની બધે પ્રસિદ્ધ છે, બહુ કષ્ટ કહાણી;
શાન્તે મળ્યો સુખદનો, સમજો કિનારો,
પ્રાણેશ એશ લવલેશ, ન કલેશ ધારો. ૪
આજે મળ્યા દુઃખદના કદી દુષ્ટ દાડા,
કાલે થશે પ્રભુકૃપા સુખના ફુંવારા;
ભોળાં વૃથા ભડકીને કરતાં પુકારો,
પ્રાણેશ એશ લવલેશ ન કલેશ ધારો. ૫
શૂરા ચડે રણ વિશે હથિયાર બાંધી,
શત્રુ તણે શિર સરાસન સધ્ય સાંધી;
કાંતો પડે ભડ નકાં તહી મારનારો,
પ્રાણેશ એશ લવલેશ ન કલેશ ધારો. ૬
આજે બધે જગતમાં વરતે કુધારો,
જે છે ખરે સજનને દુઃખ આપનારો;
અંતે થશે ખચિત તો સઘળે સુધારો,
પ્રાણેશ એશ લવલેશ ન કલેશ ધારો. ૭
ડાહ્યો ઘણો જગતમાં જન તે અમાપી,
ચાલે દય સમિરને નીજ પુંઠ આપી;
ઝાઝી ન કષ્ટ નડશે નક્કી સત્ય ધારો,

પ્રાણેશ એશ લવલેશ ન કલેશ ધારો. ૮

---

જેવી પૃથા સમરની હતી નેક નારી,
તેથી વિશેષ તુજને ગણું લાખવારી;
વારી રહ્યો હૃદયને તુજથી વિચારી,
શાણી સુખાળી સગુણી મમ પ્રાણપ્યારી. ૧
તારા થકી જગતમાંહી હું ભાગ્યશાળી,
મારી પિડા સુખનથી નક્કી તેંજ ટાળી;
રાજી થયો હૃદયમાં સુણિ વાણિ તારી,
શાણી સુખાળી સગુણી મમ પ્રાણપ્યારી. ૨
તારૂણિ તારી કૃતિઓ અતી નેક દીશે,
જેને નીહાળિ મુજનું બહુ ઊર હીસે;
આનંદ કંદ સુખ વૃંદ પ્રસાવનારી,
શાણી સુખાળી સગુણી મમ પ્રાણપ્યારી. ૩
તારા વિચાર સઘળા બહુ ભવ્ય ભાસે,
પ્રીતી ધરી પરગ તું મુજ આવ પાસે;
અંકેજ કોટી કરવા વૃત્તિ થાય મારી,
શાણી સુખાળી સગુણી મમ પ્રાણપ્યારી. ૪
ભાવે કરે ભવપતી તણી ભવ્ય સેવા,
પામે ન તોય તુજશી જન સુખ્ય દેવા,
સમારસીક રમણી શુભ કાન્તી તારી,
શાણી સુખાળી સગુણી મમ પ્રાણપ્યારી, ૫
જેને ઘરે જગતમાં સગુણી પ્રીયા છે.
તે તો સદા સજન મંડળમાં ભળ્યા છે;
કાન્તા વિનાની સ્મૃદ્ધિ પણ કષ્ટકારી,
શાણી સુખાળી સગુણી મમ પ્રાણપ્યારી. ૬
નારી ધિકારી નર જે બદવાક્ય કહેશે,

તેને કરે જગતનાથ અનાથ વેશે;
અંગે ભભૂત દિગ અંબર મુંડધારી,
શાણી સુખાળી સગુણી મમ પ્રાણપ્યારી. ૭
વિશ્નુ વિરંચી વળી શંકર ભિન્ન વેશે,
તેઓ પ્રિયા હરખથી પણ ગોદ પેસે;
ગૌરીગતી મનુષ્યની કહું શી બિચારી,
શાણી સુખાળી સગુણી મમ પ્રાણપ્યારી. ૮

## વસંતતિલકા.

શૌર્યે શશીર રૂતુ ને રણમાં હઠાવી,
રૂડા વિરંગી દ્વજને. નભમાં ઉડાવી;
આનંદ કંદ જય રંગ, ઘણો રચાવી,
વાલી વસંત રૂતુ રાજ, સુ આજ આવી. ૧
પ્રાચીપતી અજબ, તેજથી જો પ્રકાશ્યો,
જે છે રૂડો સજ્જનના, મનમાંહી ભાસ્યો;
ચોખ્ખું કરી ગગનમંડળ સધ્ય ફ્રાવી,
વાલી વસંતરૂતુ રાજ, સુ આજ આવી. ૨
સુગંધી મંદ શુભ શિતળ, વાયુ વાએ,
જાણે વસંતતણો, કિર્તી અનુપ ગાએ;
આંબાપરે નવીન, મ્હોર માહા ઝુકાવી,
વાલી વસંત રૂતુ રાજ, સુ આજ આવી. ૩
ઉદ્યાન માંહિ કરતા, તણી ખુબિ ભાસે,
ગાતાં શુગીત શુક, સારિક બૈ હુલાસે;
ઉંચે અશોક ચડી, કોયલ કુક લાવી,
વાલી વસંતરૂતુ રાજ, સુ આજ આવી. ૪
પ્રેમીજનો મકરકેતનના ઉમંગી,
કુમ્ભો રચે નિજ ગ્રહે, કુસુમે વિરંગી;

જોગી વિયોગી જનનાં, મનને દુભાવી,
વાલી વસંતઋતુ રાજ, સુ આજ આવી. ૫
ઊડે અબીલ ગુલ લાલ ગુલાલ ભારી,
ખેલે સગુણી નર, નાયક પ્રેમ ધારી;
પ્રીતીથકી નયન, ચંચળને નચાવી,
વાલી વસંત ઋતુરાજ, સુ આજ આવી. ૬
ધારી શુસોળ રતી નાથ રીઝાવવાને,
જાતી અશોક પદથીજ, ખિલાવવાને;
ચાલે શુ સુંદરી કટી, નિજને લચાવી,
વાલી વસંત ઋતુ રાજ, સુ આજ આવી. ૭
ગાએ વસંત જન, સર્વ માહા ઉમંગે,
સારંગી સંગ વરતાલ, દઇ મૃદંગે;
ગૌરી ગુણીજનતણા. મનનેજ ભાવી.
વાલી વસંત ઋતુરાજ, સુ આજ આવી. ૮

---

## પ્રકરણ ૪ થું.

### વિવિધ વિષય.

#### તમાકુ વિષે.

---

#### ઉપજાતિ.

સુ અબંરો ભ્રષ્ટ માહા કરે છે, ઓછાપણું આબરૂને વરે છે;
નાશાતણું દીર્ધ કરેજ બાંકુ, ન સુંઘશો કોઇ કદી તમાકુ. ૧
મતીતણી રૂંધતી એ ગતીને, હાની કરે હર્ષથી એ રતીને;
નર્કાપુરીનું નકિ એજ નાકું, ન સુંઘશો કોઇ કદી તમાકુ. ૨
ગંધાતું આગાર પિનાર કેરૂં, મલીનતાને નકિ એજ મેરૂ;

ખાનાર ખૂણા બનતોજ તાકૂ, ન સુંઘશો કોઇ કદી તમાકૂ. ૩
શક્તિ સદા એ થકી તો હરાતી, વ્યાધી વિશેષે વપુમાં ભરાતી;
રૂધીર વળતી તનનું સુકાતું, ન સુંઘશો કોઇ કદી તમાકૂ. ૪
સૂતેલિ સાથે પરિયંકમાંહી, મૂઝાતિ પ્રિયા બદબોથી ત્યાંહી;
ખૂશી થકી ખૂબ નહી રમાતું, ન સુંઘશો કોઇ કદી તમાકૂ. ૫
જતી સતી કે ધરનારી રૂડા, ન ચાલ્ય ચાલો કદી એહ કુડા;
જ્ઞાનીતણું એ થકી જ્ઞાન જાતું, ન સુંઘસો કોઇ કદી તમાકૂ. ૬
ધ્યાનીતણું ધ્યાન નકી ચુકાવે, દાનીતણી દાન વળી મુઝાવે;
ચોંપે બનીને ચિતનોજ ચાકૂ, ન સુંઘશો કોઇ કદી તમાકૂ. ૭
ગુલાબસ્વામી તણિ આગનાથી, તમાકુ દોષો ગણીયા કથાથી;
ગૌરી કહે એ ગુણ કેર ફાંકુ, ન સુંઘશો કોઇ કદી તમાકૂ ૮

## સતી દ્રષ્ટાંત, સવૈયા બત્રીસા.

લંક વિષે ધનનાદતણું શિર રામ સભામહી ખાસ દીસે છે,
વાનરસેન સમુહ ડરી દિલ પાસ જતું વળિ દુર ખસે છે;
શેશ સુતા આક્રંદ કરે નય નીર ભરે વળી હાથ ઘસે છે,
ગૌરી સતી પરતાપ મહાબળ શીશ કબંધ વિનાજ હસે છે.

## તુંબડી વિષે છપ્પો.

બારે બોલતી[૧] બંબ તેર ગુણવાળી તુંબી,
તારે[૨] તરણી[૩] અનુંપ હુએ તો મોતની[૪] સૂંબી;
શાક[૫] પાક[૬] ને યંત્ર[૭] મંત્રસું[૮] તેહ સોહાતી,
કાશીમાં[૯] તે જાય વળી ગંગામાં[૧૦] ન્હાતી;
ફુટેતો તે[૧૧] ફૂટ થતી મોટે કટકે[૧૨] માગણી,
લઘુ કટકે[૧૩] ફેણી બને વિધવા વૃંદ નિભાવણી.

## સ્વદેશાઅભિમાન.

## શાર્દૂલ વિક્રિડીત છંદ.

સત્ ચિદ આનંદ રૂપ ભૂપ જગનો વંદી વડા પ્રેમથી,

ત્રાતા તારણ હાર સાર સમજો જે ગેબિ છે નેમથી,
માગીએ વરદાન વાણિ વિમળે આનંદિ ધારી વૃત્તિ,
પામો માન મહાન આ મહિપરે ખેંગારજી ભૂપતી. ૧
જે છે ભૂપ શિરોમણી ભુજપતી કલ્યાણકારી સદા,
જેના રાજસમાજથી જગમહી કોને નહીં આપદા;
આનંદે બહુ લોક થોક વસતાં કોરે કરી કૂમતી,
પામો માન મહાન આ મહિપરે ખેંગારજી ભૂપતી. ૨
અલ્કાપૂરિશિ ઓપતી ભુજપુરી ભુજ્ઞો વડા રક્ષમાં,
વાસે વર્ણઅઢાર પ્યાર ધરિને નીતી વરી લક્ષમાં;
રામા રમ્ય સ્વરૂપ સુરસુરતા ગર્દા પ્રિરસ્તા મતી,
પામો માન મહાન આ મહિપરે ખેંગારજી ભૂપતી. ૩
સૂરાનો સમુદાય સઘ નિરખી દુષ્ટો થયા નાસતા,
વૃંદો બૌ વિદ્વાન દ્વંદ રહિતો ઉત્સાહિમાં ભાસતા;
ગાજે છે ગગને હરીગુણ તણી ગાથા ગુણાળી અતી,
પામો માન મહાન આ મહિપરે ખેંગારજી ભૂપતી. ૪
સમૃદ્ધી રિધી અને સિધિ થકી ભંડાર જેનો ભર્યો.
પોતે પંથ પધારિને પૃથ્વિમાં પ્રાવાસ પ્રીતે કર્યો;
વિધા વાકય વિવેકને વિનયથી વારૂ વિશાળી વૃતી,
પામો માન મહાન આ મહિપરે ખેંગારજી ભૂપતી. ૫
હોંશીલા બહુ હાકમો હ્રદયના સર્દાર શાણા ઘણા,
ભાયાતો ભડભૂપશા બહુ ભલા બ્હાદુરિમાં નૈ મણા;
ઝૂલે છે ગજરાજ શ્યામઘનશા તોખાર તાતા અતી,
પામો માન મહાન આ મહિપર ખેંગારજી ભૂપતી. ૬
પામે દંડ પ્રચંડ દુષ્ટ જન સૌ સજ્જનને સૂખ છે,
એવી નિરમળ રાજનીતિ વરતે રાષ્ને નહિ દુઃખ છે;
મંત્રી મ્હાન સુજાણ પ્રૌઢમતિના જેની ગુણી છે ગતી,
પામો માન મહાન આ મહિપરે ખેંગારજી ભૂપતી. ૭

શાણુાને સનમાન શુદ્ધ મળતાં ટળતી દુરે આપદા;
સંતોષી જન સર્વદા હિમતથી કુડું ન બોલે કદા;
ગોરીલાલ મહા ગુણાકર ગણી કાવ્યો કવીની છતી,
પામો માન મહાન આ મહિ પરે ખેંગારજી ભૂપતી. ૯

## કુંડળીઓ.

સેવા કરો સ્વદેશની, દઇ તન મન ધન ભોગ,
જપ તપ કેરો જગતમાં, એજ ખરો સંજોગ;
એજ ખરો સંજોગ, સ્વર્ગસુખ જેથી મળશે,
ટળશે સંકટ દૂર સુકૃત, તરૂવર ફળ ફળશે;
કે છે ગવરીલાલ, પામશો અમૃત મેવા,
તન મન ધન દઇ ભોગ, કરો નિજ દેશની સેવા. ૧
જે જન જનમી જગતમાં, ધરે મર્દનું નામ,
તેના શિરપર ભાર છે, કરવા દેશનું કામ,
કરવા દેશનું કામ, હામ હૈયે નવ હારે,
ખરેખરો તે મર્દ, સ્વયંભુ આપ સ્વિકારે;
કે છે ગવરીલાલ ,હશે જે અડિયલ અનમી,
કરશે દેશનું કામ, જગતમાં તે જન જનમી. ૨

## દોહરા.

શામ ધર્મ સમરી સદા, ધરી દેશની દાઝ;
શ્રય થાએ જયમ સકળનું, કરવાં એવાં કાજ. ૧
ભૂગોળે ભાવે જૂઓ, તજી હૃદયથી દ્વેષ;
ભરતખંડની પશ્ચિમે, બેટ વડો કચ્છ દેશ. ૨

## હરિગીત છંદ.

કાંચન સમો કચ્છ દેશ જેમાં, જૂઠ જરી નૈ જાણુશો,
મગતાળુ મારા દેશપર, આનંદ ઉરમાં આણુશો;
કરશો નહીં કદી કુર વદને, બોલિને બદ નામના,

પ્યારો મને કચ્છ દેશ, દેશ વિદેશ જેની નામના. ૧
આબાદ પૂર અલોકો જેમાં, શુર સમા સહુ લોક છે;
પરીઓ સમાણી પ્રેમદા, સ્વપ્ને ન કોને શોક છે;
નિજ ધર્મધારી શુભ વિચારી, રહીશ ગામે ગામના,
પ્યારો મને કચ્છ દેશ, દેશ વિદેશ જેની નામના. ૨
ઝરદાર કૈ સરદાર ને વળી, કૈક શાણા શેઠીયા,
કરનાર સાહેબી કૈકને વળિ કૈક ફરતા વેઠિયા;
સહુ વચન પાળુ દિલ દયાળુ, કિમતિ કોટિક કામના,
પ્યારો મને કચ્છ દેશ, દેશ વિદેશ જેની નામના. ૩
નિર્ધો પુત્રિને નિર્ધો મથન, આદરિ કાઢિ લાવે કોડથી,
ધર્મિ જીયારત કારણે જન, આવતા બહુ દૂરથી;
એવા પ્રતાપી છે અગાપી, પ્રબળદાન દરામના,
પ્યારો મને કચ્છ દેશ, દેશ વિદેશ જેની નામના. ૪
મહારાઓશ્રી ખેંગારજી શિર, છત્ર અવિચળ રાજજો,
નૌતમ નુરાની તાજ કેરૂં, તેજ પ્રતિદિન વાધજો;
ભૂલ્યા સહુ ભડ ભોજને વળિ, અમલ રઘુવર રામના,
પ્યારો મને કચ્છ દેશ, દેશ વિદેશ જેની નામના. ૫
હાકમ હુલાસી હીયના, શાણા ઘણા સરદાર છે,
ભાયાત વર ભડ ભૂપશા, તાતી ધરણ તલવાર છે;
અડિયલ અટંકા વીર બંકા, દેશ ડંકા હામના,
પ્યારો મને કચ્છ દેશ, દેશ વિદેશ જેની નામના. ૬
આબો હવા આનંદ કારી, મૂળ છે ગરદાઇનું,
થાએ સદા ગુણગાન નહીં જ્યાં, ભાન ભાન્ડ ભવાઇનું;
શુદ્ધ તર્ક કેરાં તાન છે, નવ વાય વાયુ હરામના,
પ્યારો મને કચ્છ દેશ, દેશ વિદેશ જેની નામના. ૭
પરમેશ પૂર્ણ પ્રતાપથી તું, કષ્ટ સઘળાં કાપજે,
આનંદથી અરદાશ સુણિ-નિજ, છાપ ઉરમાં છાપજે;

ગવરી રચે શુભ છંદ ગુણીજન, નહી ગણેજ અકામના,
પ્યારો મને કચ્છ દેશ, દેશ વિદેશ જેની નામના. ૮

દોહરો.

દેશ વિદેશે નામના, જેની થતી હમેશ;
ગવરી કહે પ્યારો મને, કાન્ચન સમ કચ્છ દેશ. ૧

ભુજંગી છંદ.

વડો બેટ આ હિન્દ કેરો સુભાગી,
રહ્યો હિન્દને પશ્ચિમે તેહ લાગી;
જ્યાંહાં ગર્વથી સિંધુ છે ગાજનારો,
કહો કચ્છને કેમ કે'શું બિચારો. ૧
રહ્યા આભથી અડકીને પ્હાડ સારા,
પુરા પ્રેમથી હર્ષ જે આપનારા;
ઝરા ઝાડ જે માંહી છે રે હજારો,
કહો કચ્છને એમ કેશું બિચારો. ૨
કરે સ્હેલ આ દેશની કો ફરીને,
જશે રોગનો જાગતો રે ડરીને;
બડો વિર્યને છે ખરે આપનારો,
કહો કચ્છને કેમ કેશું બિચારો. ૩
ઘણાં ગામડાં છેજ આબાદ જ્યાંહી,
વસે લોકના થોક આનંદ ચાહી;
નહી કષ્ટનો જોગ કોને વિચારો,
કહો કચ્છને કેમ કેશું બિચારો. ૪
કિલા કોંગારાને વળી બુર્જ ભાળી,
ડરી દૈતને નાશતા ગર્વ ટાળી;
પડે જ્યા હરે શિશમા તોપ મારો
કહો કચ્છને કેમ કેશું બિચારો. ૫

અઢારે વસે વર્ણ જેમાં અતીસે,
નહી સંશય સોક કેરાજ હિસે;
કરે ગાયકા નાયકાઓ ગુજારો,
કહો કચ્છને કેમ કેશું બિચારો. ૬
વડા શેઠને શાહુકારો હજારો,
વિદેશે વડી જેગની છે વખારો;
ભરે દેશમાં દ્રવ્ય લાવી તજારો,
કહો કચ્છને કેમ કેશું બિચારો. ૭
પડે કચ્છના ઉપરે કષ્ટભારી,
કદી છોડશે તે નહી ટેક સારી;
ભલે કંઠમાં આવતો પ્રાણ પ્યારો,
કહો કચ્છને કેમ કેશું બિચારો. ૮
દયા ધર્મનાં ધામ છે ઠામ ઠામે,
નિરાશ્રિત જ્યાં આસરો શ્રેષ્ટ પામે;
સખી રાહનો છે ખરે ચાહનારો,
કહો કચ્છને કેમ કેશું બિચારો. ૯
વસે સારદા માત જ્યાં પ્રેમ લાવી,
સદા લોકના ચિત્તમાં જેહ ભાવી;
ભરે બાળકો જે તણી ભક્તિ ભારો,
કહો કચ્છને કેમ કેશું બિચારો. ૧૦
માહા યુદ્ધના રંગ કેરા ઉમંગી,
જથાબંધ યુદ્ધા વસે છે સુરંગી;
કરે સેવના રાવ કેરી હજારો,
કહો કચ્છને કેમ કેશું બિચારો. ૧૧
શીખે શસ્ત્ર વિધ્યા સહુ લોક પ્રીતે,
ભણેરે નહી વેણુ કો બીક રીતે;
લડે કાળ સાથે કરે ને નકારો,

કહો કચ્છને કેમ કેશું બિચારો. ૧૨
કરે રાજ ખેંગારજી શ્રેષ્ઠ રાણા,
યદૂવંશમાં શોભિતા જેહ શાણા;
સદા શોભિતો જેમનોછે શિતારો,
કહો કચ્છને કેમ કેશું બિચારો. ૧૩

## દોહરો.

સકળ પ્રજા આ કચ્છતણી, આણી હર્ષ અપાર;
નમન કરી ગવરી વદે જીઓ રાવખેંગાર. ૧

## દામ્ભિક વિષે.

## કુંડળિયા.

દામ્ભિક પ્રગટ્યા દેશમાં થઇ કુધારા રાહ,
ધર્મ ગયો ધરણી તળે થકી મૂર્ખના શાહ.
થકી મૂર્ખના શાહ કુધર્મો પ્રગટ્યા ઝાઝા,
કૂડ કપટ શિરતાજ સત્યની ત્રુટી માઝા;
કે છે ગવરીલાલ સુધારા સઘળા દપટ્યા,
રાહ કુધારા થઇ દેશમાં દામ્ભિક પ્રગટ્યા. ૧
દામ્ભિક હજીએ દેશમાં ભુંડે મોં ભટકાય.
ડરે વ્હેમથી નિશદિને અને સુધારો ચ્હાય;
અને સુધારો ચ્હાય આપતો મૂળ કુધારા,
મૂરખના સરદાર કરી શું શકે સુધારા;
કે છે ગવરીલાલ પીઠ દેખાડી કજીએ,
મોં ભુંડે ભટકાય દેશમાં દામ્ભિક હજીએ. ૨
ઘરમાં સાવજ સારખા બાહેર બકરી રાંક,
અબળાને ધમકાવવા કાંઇક કાઢે વાંક;
કાંઇક કાઢે વાંક જનનીને જોર ઝપાટે,

ભાઈ બેન વૃધ બાપ વળી તેનેજ કપાટે;
કે છે ગવરીલાલ રેહેમ નવ આવે શિરમાં.
બાહેર બકરી રાંક સરીખા સાવજ ઘરમાં ૩
મૂરખ પાપી સમજરે અય દાંભિક સરદાર,
ગર્વ ધરી સાને ફરે વિણ વિદ્યા આધાર;
વિણુ વિદ્યા આધાર ડોળ શું ઘાલે ભુંડા,
મળશે શો તુજ માલ વિચારો કરને ઉંડા;
કે છે ગવરીલાલ અકલબદ નાંખો કાપી,
દાંભિકના સરદાર સમજરે મૂરખ પાપી. ૪
ખડખડતાં ધરિ વસ્ત્રને હાથ ધરી રૂમાલ,
સ્ટોકીંગ મોજા પ્હેરીને કરતા ચમચમ ચાલ;
કરતા ચમચમ ચાલ શિરે વળી છત્રિ ઝાલી,
પચરંગી શિર પાઘ કંઠ ઘડિઆળજ ઘાલી;
કે છે ગવરીલાલ શિરે ઝુલ્ફાં ફરફરતાં,
હાથ ધરે રૂમાલ વસ્ત્ર પેહેરે ખડખડતાં. ૫
આંજણુ નાંખી આંખમાં માથે તેલ ફુલેલ,
પુષ્પ માલતી મોગરા જાઇ જૂઇ ચંબેલ:
જાઇ જૂઇ ચંબેલ ગુલાબો ચંપા ચારૂ,
તુરા કલંગી હાર ગુજરા તેના વારૂ;
કે છે ગવરીલાલ શિરે ભભકાથી રાખે.
ફુલેલ માથે તેલ આંખમાં આંજણ નાંખે. ૬
અત્તર છાંટી અંગમાં મુખમાં ચાવી પાન,
પચકારી પરનારને મારે દિલ નૈ શાન;
મારે દિલ નૈ શાન સાંઢડા સમ આથડતા,
નશા વિષે ચકચૂર બની રસ્તે લડથડતા;
કે છે ગવરીલાલ અક્કલથી રાખે આંટી,
મુખમાં ચાવી પાન અંગપર અત્તર છાંટી. ૭

ધુકકા કર ધારી અને ફરે અક્કલની પુંઠ,
ફેર હશે પરિયા વિષે કાં વણુસેલી સુંઠ;
કાં વણુસેલી સુંઠ સુવાવડ પડીજ માથે,
વિધી રૂએ વન માહિ શિશને ફુટી હાથે;
કે છે ગવરીલાલ મુરખ એવાજ અનાડી,
પુંઠ અકકલની ફરે હાથમાં ધુકકા ધારી. ૮
પનઘટ કાંતો બેશિને કરતા રાગ મલાર,
શરમ નહીં તે ડાંઠને ચક્ષુ માહિ લગાર;
ચક્ષુ માંહિ લગાર ફટોફટ નહી તે ફેડે,
દેખી સુંદર નાર કાંકરી મારે કેડે;
કે છે ગવરીલાલ ધમકતા હીંડે ત્યાંતો,
મલાર કરતા રાગ બેશિને પનઘટ કાંતો. ૯
બૈરાં વચમાં બેશિને, મારે બડાઇ આપ,
મુજ સમકો બળિયો નહી, જે ઝીલે મુજ તાપ;
જે ઝીલે મુજ તાપ, તેહને નાંખુ મરદી,
વિદ્યામાં વખણાઉં, શુભ હું કરૂંજ દરદી;
કે છે ગવરીલાલ, કહોશો ફેરજ મતમાં,
બડાઇ મારે આપ, બેશિને બૈરાં વચમાં. ૧૦
જનની જણુતાં નવ ઢળી, દામ્ભિક જોઈ બાળ,
દેશ બગાડ્યો કાફરે, ધારી કુટિલ કુચાલ;
ધારી કુટિલ કુચાલ, અકકલ જે તણી અધૂરી,
ધરે ઉર અભિમાન વિદ્વજન થવા અંકુરી,
કહે છે ગવરીલાલ કાળ પણુ ડર્યોજ હણુતાં,
જોઇ દામ્ભિક બાળ ઢળી નવ જનની જણુતાં. ૧૧
વિખની ગોળી જો કદી આપી હત તો પાડ,
અટકત કાર્યો જહાનમાં કરતા લાંઠ લબાડ;
કરતાં લાંઠ લબાડ સુધારા સઘળા પ્રગટી,

હણુત કુધારા ઠાર ફિકર વિણ ઝપડે ઝપટી;
કે છે ગવરીલાલ ધર્મ બહુ થાતે જનની,
હત આપી તો પાડ કદી જો ગોળી વિખની. ૧૨
પથર સારા તેહથી આવે છે અતિ કામ,
મ્હેલ હજીરા મેડીઓ સુંદર રચવા ધામ;
સુંદર રચવા ધામ વળી ધઢ કિલ્લા સારા,
પનાં દઇ ઇનશાન આપ ઉર ઝીલે મારા;
કે છે ગવરીલાલ દામ્ભિકો શુંજ બિચારા,
આવે છે અતિ કામ તેહથી પથર સારા. ૧૩
શાને મેલ્યા સૃષ્ટિમાં અરે ઓ વિશ્વાધાર,
ધર્મ સામુ ધાડું કરી કીધો દેશ ખુવાર;
કીધો દેશ ખુવાર દામ્ભિકે આવી આહી,
કાંતો મતી સુધાર ન કાં બોલાવજ ત્યાંહી;
કે છે ગવરીલાલ અરજ આ ધારી ધ્યાને,
ઓ અરે વિશ્વાધાર સૃષ્ટિમાં મેલ્યા શાને. ૧૪

દામ્ભિકાષ્ટક.

## હરિગીત છંદ.

વિધ્યા તણો બહુ ડોળ ઘાલે એક શબ્દ ન આવડે,
કાને ચડાવી કલમ દેખો કછક અડિયલ આથડે;
ધરિ બૂટ મોજા સ્વચ્છ વસ્ત્રો છત્રિ લઇ ફરતા ફરે,
કહો દામ્ભિકો એ દેશનો કેવો સુધારો આદરે. ૧
ધરિ હાથમાં રૂમાલ ને ઘડિયાળ ઘાલી ગોદમાં:
ચાલે મિજાજે નિશદિને રહી કેફ કેરા જોશમાં,
પરનાર દેખી પાધરા નિજ ચાતુરી ત્યાં વાવરે,
કહો દામ્ભિકો એ દેશનો કેવો સુધારો આદરે. ૨
ગુલદાવદીય ગુલાબ ને વળિ ચંપ ચારૂ માલતી,

જુઇ જાય ડોલર મોગરા ચંબેલ સરવે ભાવથી;
તોરા કલંગી શિર ધરી દિલ માનતા શા' બાદરે,
કહો દામ્ભિકો એ દેશનો કેવો સુધારો આદરે. ૩
કૂકડ બની અકકડ ફરે શિર પાઘડી ધરિ વાંકડી,
આંજણુ ભરેલી આંખને વળિ હાથમાં ગૃહી લાકડી;
જુલ્ફાં પવનથી ફરફરે જોઇ રાખતા દિલ શાદરે,
કહો દામ્ભિકો એ દેશનો કેવો સુધારો આદરે. ૪
અત્તર સુગંધી અંગમાં ભભકા થકી છડકાવતા,
બીડાં તમાકુ ચાવિને પિચકારિ પરને મારતા;
નિજ તાન લાગુ તાયફે નચડાવતા નિત રાંડરે,
કહો દામ્ભિકો એ દેશનો કેવો સુધારો આદરે. ૫
ગુણિ લોકને ગંડુ ગણે ખુદ પોતને નહિ પીછતા,
બદ બખ્તના મતિ મુંઢ તે હિંદુ સુધર્મો નિંદતા;
મિથ્યા ધરી કર મૂંછના પર જૂઠ કરતા વાદરે,
કહો દામ્ભિકો એ દેશનો કેવો સુધારો આદરે. ૬
નવ મૂઇ જણતાં જનની એની જાઇ દામ્ભિક બાળને,
નહી વીખ ગોળી આપિને સુપરીત કરિયા કાળને;
જોણે સુધારો પરહરી લાધો કુધારો કાપરે,
કહો દામ્ભિકો એ દેશનો કેવો સુધારો આદરે. ૭
આ દામ્ભિકાષ્ટક ભુવન[3] મુક્તિ[4] નાડિકા[9] શશી[1] સાલમાં,
વદતાં અસાડે હર્ષ બ્યાપ્યો સપ્તમી ભૃગુ વારમાં;
શુદ્ધ કૃષ્ણ પક્ષે પૂર્ણ કરાણ જૂઠ જરી એક વાલ ના,
નહી ખિન્ન થાશો અંતરે શુણ્યા વાકય ગૌરીલાલના. ૮

## સ્થાન પ્રસંશા.

### નારાચ છંદ.

નમામિ સંગ ઇશ્વરી, પ્રચંડ પ્હાડ બામની,

હુલાસ ખાસ ધારણી, અખંડ આ શિ નાગની;
વિશ્રામ સ્થાન સર્વનું, સુધામ ધર્મ પોટલી,
નમામિ સંગ સુંદરી, ઓઝાતણી શ્રી ઓટલી. ૧
સુજે તું મુખ્ય યોગિણી, યશસ્વી કામ કારણી,
સ્વરૂપ સંગ ધારી આર્ય, ભગત ભો વિદારણી;
શુકલ્પ દ્રુમ મૂળ છો, જયબીજ અંમૃ ગોઠલી,
નમામિ સંગ સુંદરી, ઓઝાતણી શ્રી ઓટલી. ૨
અબાધ દેવ દેવતા, કરેજ આશ દામની,
અકામની સદાય દામ, ધામ સંગ કામની;
હરેક વાત વાતમાં, ભણાય મુખ્ય તું ભલી,
નમામિ સંગ સુંદરી, ઓઝાતણી શ્રી ઓટલી. ૩
વસંત આદિ જે ૠતુ, ક્રમે કરીજ ચાલતી,
રહીજ એક ઠામ નમ્રતા, ધરી નિભાવતી,
ન તાપ ટાઢ વારિથી, કદીજ ક્રોધમાં છલી,
નમામિ સંગ સુંદરી, ઓઝા તણી શ્રી ઓટલી. ૪
ચઢી સુરંગ ગંગના, તરંગ દિંગ પાડતા,
પ્રચંડ પાપ લોકનાં, ખુશી થકી ખસાડતા,
પવિત્ર ધાટ ગંગથી, તુરંગ યુક્ત રંગિલી,
નમામિ સંગ સુંદરી, ઓઝાતણી શ્રી ઓટલી. ૫
વિશાળ બુદ્ધિવંત ભક્ત, તાહરા પ્રભાવથી,
કરેજ ભક્તિ તાહરી, સદાય શ્રી સ્વભાવથી;
હજૂર આઠ જામતૂજ, રાજતા તછ ગલી,
નમામિ સગ સુંદરી, ઓઝાતણી શ્રી ઓટલી. ૬
ફળાય તુજ સંગથી પ્રસંગ રંગ હર્ષના,
ખુશી તણા તરંગ સર્વ, ફેલતા તું સ્પર્શતાં;
સદાય સૂખકારિ ન નઠારી પાપથી બળી,
નમામિ સંગ સુંદરી, ઓઝાતણી શ્રી આટલી. ૭

ગણાઇ મુખ્ય ગામની, જણાઇ સર્વ જાણમાં,
ભણાઇ ભવ્ય રૂપનું, મનાઇ મુખ્ય ઠામમાં;
ગવાઇ ગૌરિ હર્ષની, ગિરા થકી સુધાં ગળી,
નગામિ સંગ સુંદરી,–ઓઝાતણી શ્રી ઓટલી. ૮

ઓટલીઓ વાચ.

## સાર્દૂલવિક્રિડિત છંદ.

હું જે ભાગ્ય બુલંદની હતિ ખરે લિલ્લા બહુ દેખતી,
રે તે હું હત ભાગિની થઇ હવે છાતી દુખે દૂખતી;
સ્વર્ગી સેલ થકી પતીત થઇને નર્કી પ્રવામાં ભળી,
કેવા લાગી કરગરી કવિ પ્રતે ઓઝાતણી ઓટલી. ૧
સજ્જન સંગત પરહરી જન કદી જોને નઠારે ભળે,
શાન્તી સૂખ જશે ટળી જટકમાં કષ્ટો ઉચાટો મળે;
માટે મારા વીર ધીર થઇને જોજે વિચારે કળી,
કેવા લાગી કરગરી કવિપ્રતે ઓઝા તણી ઓટલી. ૨
જે સ્થળ પદ્મ પરાગ બ્હાર કરતો ત્યાં કીચ વેષ્ટા ઠરી,
મીઠાં વાકય મહા સુધા ગય થકી ત્યાં ચોર ચેષ્ટા વરી,
ગૂંજારો બહુ થાય હાય કરતી શેપાય નાવે મળી,
કેવા લાગી કરગરી કવિ પ્રતે ઓઝા તણી ઓટલી. ૩
આઠે જાગ તમામ સેવ્ન કરતા સદ્‌ગુણ ધારી સદા,
જેના તર્ક વિતર્કથી ઉર વિશે થાતી હું ભારે ફિદા;
ત્યાં તો પૂર્ણ પિશાચ વાસ બનીયો નિર્ખી મરૂં છું છળી,
કેવા લાગી કરગરી કવિ પ્રતે ઓઝા તણી આટલી. ૪
મારી ને ફરિયાદ દાદ સુણતા શાણા સલૂણા અરે,
આ ટાણે નવ ધારિ ધારિ સુજને આંખે આખાડા કરે;

કષ્ટી કૂપ વિશે પડી રડિ મરૂં જાતું કલેજું બળી,
કેવા લાગી કરગરી કવિ પ્રતે ઓઝા તણી ઓટલી. ૫
હું કૈલાસની વાસિ ખાસ મારૂં સર્વે તમી કૂળ છે,
ભૂધર ભવ્ય પ્રચંડ ઈંઠ અડતો હીમાલયે મૂળ છે;
જેવી તેવિ ન જાણવી ઉર વિશે મુંને ખરે ખોખલી,
કેવા લાગી કરગરી કવિ પ્રતે ઓઝા તણી ઓટલી. ૬
હું છું બાળ સતીપતીન મુજને પરચો મહા માહરો,
આપું જો કદિ શ્રાપ વાય જલદી વિપરીતનો વાયરો;
છે ગૌરવ પણ માહરૂં બહુ ગુણી વ્હેતું ક્ષમાએ છણી,
કેવા લાગી કરગરી કવિ પ્રતે ઓઝા તણી ઓટલી. ૭
છે આજે દુઃખ માહરૂં અતિ ઘણું લેજો બધું ગ્યાનમાં,
છે આ વાત પ્રતક્ષ લક્ષ ચડતી તોએ કહુ સાનમાં;
ગૌરી ગામ વિષે ગિરા ગજબની થાતી ખુશી સાંભળી,
કેવા લાગી કરગરી કવિ પ્રતે ઓઝાતણી ઓટલી. ૮

## સ્રગધરાવૃત્ત.

ઊંચે વૃક્ષે મયુર ચડિને શુભ્ર કીર્ત્તિ ઉચારે,
ગાજી ઘોરે ગગન ઘનનઃ મેઘ દૂની પ્રચારે;
ચોંપે ચારૂ ચમકે ચપળા ભોગવે ભોગ ભોગી,
વર્ષા કાળે વિકળ ફરતા વિશ્વ માંહી વિયોગી.

## ડોખલી.

## દોહરો.

પેખિ પુરાની ભેંસને, કવિ પૂછે ધરી હર્ષ;

ડગમગતીઓ ડોબલી, થયાં કેટલાં વર્ષ. ૧

## ઝુલણા છંદ.

વર્ષ થયાં કેટલાં તુજને ડોબલી ખડખડે ખોબલું દાંત વોણું,
ચામડું કરચલી રક્તના વિણુ થયું મનુષ્યના મનવિષે થાય જોણું;
ભોંય ભોડું ધરી ઝોકલાં મારતી પાય દરપાય તું રેતી થોબી,
કોડથી કવિ કહે કયાંય ચાલી જતી ઉત્તર આ પ્રસનનો આપ ડોબી.

## ઉત્તર.

સાંભળી સાદને ડોક ઉંચી કરી,
બોલી મલકાવતી મોં મહિશી;
કલિના છોકરા વાત શી જાણતા,
સાલ થૈ તુજને એક વિશી;
જોઇ મેલ્યા જુગો કઇક આ દેહથી,
ગાણી આ રંગ આનંદ શું રે;
આજ આ દેશ થૈ શક્તિ સઘળી ગઇ,
હાગ વિણુ ગામમાં થાઉં હું રે. ૧
દેવદાનવ અને નાથ નારાયણે,
શોધીઓ સિંધુ ધરી મેરૂ ડાંડી;
ચોદ કાઢયા બહુ રત્ન જે દાડીએ,
પંદરમી નીકળી હુંજ પાડી;
રાજી થૈ લઇ ગયો સ્વર્ગનો રાજીયો,
ભાળીને ભૂજને રંગ ભૂરે,
આજ આ દેશ થૈ શક્તિ સઘળી ગઇ;
દમ વિણુ ગામમાં થાઉં હું રે.

ઝાંઝરો ઝણઝણે પાય ચારો વિષે,
ઝૂલ ઝરદારથી રેતિ ઝૂલી;
સીંગ સોનાં તણાં ઘૂઘરા ધગ ધમે,
ડોકમાં ઘાલિ હું રેતિ ફૂલી;
સ્વર્ગની શેરિયે સે–લ કરતી ફરૂં,
માલતી મદમાં મદ્દ પૂરે;
આજ આ દેશ થૈ શક્તિ સઘળી ગઇ,
હામ વિણુ ગામમાં થાંઉ દૂરે. ૩
વર્ષ બૌ વિતિયાં સ્વર્ગમાં રહેલથી,
સક્રનું આંગણું ચિત્ત ચાહી;
ઇંદ્રને જીતિને લઇ ગયો ઇંદ્રજીત,
લંક પોતા તણું ગામ જ્યાંહી;
રામ રાવણુ વચ્ચે રાડ જામી અતી,
નજરથી જોઇ મેં શું કહું રે;
આજ આ દેશ થૈ શક્તિ સઘળી ગઇ,
હામ વિણુ ગામમાં થાંઉ દૂરે. ૪
લંકથી નીકળી રામ સંગે ગઇ,
ગામ હું તેહને સઘ સટકી;
સીતને આંગણે દૂધ ધગકાવતી,
દેઘડા દેઘડી પૂર્ણ મટકી;
બાળ મિથિલેશની વલોવતી પ્રીતશું,
કૈક વર્ષો લગી નૈ અધૂરે;
આજ આ દેશ થૈ શક્તિ સઘળી ગઈ;
હામ વિણુ ગામમાં થાંઉ દૂરે. ૫
રામ કુળ ભાટને સાંપડી યજ્ઞમાં,
દાન સનમાનથી ભવ્ય ભારી;
ભાટને આંગણે લાપસી ઝાપટી,

વર્ષ ખટ દ્વાદશે બહુજ સારી;
મોજ બહુ માણતી જન્મ જય જાણતી,
આણતી ઊર આનંદ હું રે;
આજ આ દેશ થૈ શકિત સઘળી ગઇ,
હામ વિણુ ગામમાં થાંઉ દૂરે. ૬
બાટથી બાગિને વેગથી પૂરમાં,
ગામ હું ગોકુળે આવિ ત્યારે;
વીઠલો વાંસળી મૂખ લલકારતો,
ધેનુ ત્યાં ચારતો તેહ જ્યારે;
સોળ શહસ્ત્રો મળી ગોપિ મટુકી ભરી,
જાતિ મુજ દૂધની લઇ મથુરે;
આજ દેશ થૈ શકિત સઘળી ગઇ,
હામ વિણુ ગામમાં થાંઉ દૂરે. ૭
કૃષ્ણ કમળા પતી મોક્ષમાં કરિ ગતી,
પતિત થઇ માહરી પૂર્ણ ભારી;
ગોગતી ઘાટનો ઠાઠ સર્વે તજી,
નીકળી ચાલિ દિલ ખેદ ધારી;
ઉજયની પોચતાં આખરે ત્યાં થયું,
ભોજની મોજથી દુઃખ દૂરે;
આજ આ દેશ થૈ શકિત સઘળી ગઇ,
હામ વિણુ ગામમાં થાંઉ દૂરે. ૮
એમ આનંદથી વૃંદ વરસો ગયા,
ખલકમાં ખાંતથી ખૂબ ખેલે;
આજ નહિ પૂરતું ભક્ષ મન ભાવતું,
છાપરૂં ખાઉછું તેથિ છેલે;
ગણિતથી ગૌરિ થ્યાં વર્ષ જે માહરાં,
સારદા શેષ ભૂલે સદૂરે;

આજ આ દેશથૈ શક્તિ સઘળી ગઈ,
હામ વિણુ ગામમાં થાંઊ હૂરે. ૯

દોહરો..

ભલી ભેંસ કહી આટલું, ભજતી શ્રી ભગવાન;
માંડયાં પગલાં ગાંડવા, કવી ગયો નિજ સ્થાન. ૧

ભુજંગી છંદ.

શુણો રાજવંશી શુરા ક્ષત્રિ જાયા,
મહોરા વિષે નૈ ગણો મોજમાયા;
તજો સુરતી નૈ કાં હશે તેહ જાશે,
પટા ઝાટકો કોકદી વેર થાશે. ૧
સમાલી જુઓ સૈન્યને શસ્ત્રખાનાં,
વિના હાલનાં છે વળિ તોપખાનાં;
રહે જેહના છિદ્રમાં જંતુ વાસે,
પટા ઝાટકો કોકદી વેર થાશે. ૨
નથી દારૂ ગોળા તણું તો ઠેકાણું,
ધનુષ્યો વિના પણ્છ ભાંગેલ જાણું;
કટાણી કટારી ખરે કાટ ખાસે,
પટા ઝાટકો કોકદી વેર થાશે. ૩
જુઓ ચક્ર ફર્શી ત્રિશુળો ભૃષંડી,
હળો મુંશળો તર્કશો સર્વ ખંડી;
હશે ઢાલ ધીંગી સર્ણે તો રચાશે,
પટા ઝાટકો કોકદી વેર થાશે. ૪
કિલ્લા કાંગરા કોટ સર્વે સમારો,
સુધારો તજી અન્ય તેને સુધારો;
વડી ભીડ ટાણે વપુ રક્ષણાસે,
પટા ઝાટકો કોકદી વેર થાશે. ૫

શિખો શસ્ત્ર વિધ્યા હમેશાં ઉમંગે,
રમોરે નહી મોજ ધારીજ રંગે;
સુણો રાગ સિંધૂ તો શુરતી હરાશે,
પટા ઝાટકા કાક દી વેર થાશે.

## નારાચ છંદ.

મિત્ર ૧. પસૂ સમાન માનવી વિધ્યા થકીજ સૂધરે,
વિધ્યા વિહિન તો પશૂ નિધગ આધ્ય ઊચરે;
લગાર નારિ ઊપરે અભાવ નાહી લાવવા,
ભણાવ ભાવ ધારિ પ્યારિ તાહરી સુધારવા. ૧
મિત્ર ૨. છકેલ ગધ્ય પાનથી વિશેષ વાત વાતમાં,
હરામ ચિત્ત ચાહના થકી નિંદાય નાતમાં
કહ્યું નમાનિ કંથનું સ્વછંદ વાટ સંચરે,
અરે નઠારિ એવિ નારિ શું ભણી ભલું કરે. ૨

## ઉપેંદ્રવજા છંદ.

અરે જુઓ માનવ ધ્યાન ધારી, વૃથા ગુમાવો વયશું તમારી;
તજી વિચારો ઉરના અનાડી, જુઓ તમે જૈ ઝટ આગગાડી. ૧
હસ્તી નથી ઉંટ નથીજ ઘોડા, નથી વળી ધોરિ રસાળ જોડયા;
છતાં છકેલી જતિ વાટ પાડી જુઓ તમે જૈ ઝટ આગગાડી. ૨
અરે ખરે આગથકીજ મ્હાલે; વિના પ્રયાસે બહુ પંથ ચાલે;
નિશંક થૈ ગાઉ હજાર દાડી, જુઓ તમે જૈ ઝટ આગગાડી. ૩
પ્રવાસની આશ ઉરેંજ બાંધો, સુપાત્રનો સાથ સદાય સાધો;
કુપાત્રને કાંધ હણી કુહાડી, જુઓ તમે જૈ ઝટ આગગાડી. ૪
થઇ સુખાલી જનનેજ કાજે, વિમાન દેખી ઉરમાંહી લાજે;
મરે પાહાડે તનને પછાડી, જુઓ તમે જૈ ઝટ આગગાડી. ૫
ચડેજ લાખો જન હર્ષ આણી, અપાર બોજો વળી જાય તાણી
કહેજ ગૌરી જુગતે અગાડી, જુઓ તમે જૈ ઝટ આગગાડી. ૬

## વસંતતિલકા

શાણા સમાજિ મળિયા ખુશબખ્ત ખ્યાલી,
આલાપિ ગાય ગુણિ રાગણિયો રસાળી;

સારંગિ સંગ સ્વર સુંદરિ શ્રેષ્ઠ લેતા,
વાગે મૃદંગ કિટધા તર કીટ ધિત્તા. ૧
કલ્યાણુ ખાણુ વળિ ભૈરવિ કાનરાની,
સારંગ દેશ શુભ સોરઠ આદિ દાની;
ચોતાલ ખ્યાલ પદ ઠુંમરિ ઠીક કેતા,
વાગે મૃદંગ કિટધા તરકીટ ધિત્તા. ૨
જામ્યા સુતાન મન માનથિ નેહ ધારી,
ઝંપા અગાદિ વસ્તુ તાલ તણા ખિલાડી;
ગૌરી સુમિત્ર શુભ સંગત વેગવેતા,
વાગે મૃદંગ કિટધા તરકીટ ધિત્તા. ૩

### દોહરા.

A ક વડો આ વિશ્વમાં, B જો કદી ન થાય;
C ગણુત્રીમાં માનવી, D લે ગંદી લાય.
E તે ફ્રૅાક ન આવશે, F લ કેરો યાર;
G વ જશે ક્ષણુ વારમાં, H મડી બળનાર.
I ત્યાદિ બોલનો, J નર કરે વિચાર;
K સ સરળ સમજે ખરો, L ક્ષણુ સુપ્રકાર.
M ધારિ ઉર માનવી, N વ કરીશ ગુમાન;
O સૂતા લાંબા થઈ, P ર ફકીર સ્મશાન.
Q ક્યૂં કરી સમજાવતા, R વ તણો પ્રકાશ;
S ધળાં મિથ્યા થશે, T લાં ભભૂત ખવાસ.
U રોપી જન મંડળે, V ગતે કરી વિચાર;
W થવાના છતું, X ણમાં થયું પ્રસાર.
Y ગ્લીસ્યા ભૂમિકા, Z લ ભારત માત;
ગવરી ભારત વાસિની, બાંહે ગૃહી સાક્ષાત.

# સ્મર્ણ સ્થમ્ભ.

## વસંતતિલકા.

સ્વર્ગે વસેલ જનજે મુજના હિતેશી,
દેશી અને વિગતથી વળિ જે વિદેશી;
ગ્રંથે ગુણી સ્મરણ સ્થંભ બધે પ્રસારી,
પુષ્પાંજળી પ્રતિદિને દઉં નેહ ધારી.

ગૌરીશંકર જયશંકર
વોરા.